# PAZEND PRAYERS SERIES

## No. 2 :

Comprising all the Pazend Setayash or Hallelujahs i.e. Vibrationary-Invocations of praise and thanksgiving to the Hierarchy of Archangels and Angels, besides the Great Unknown and the Creator Ahura Mazda. and the Nuptial Benedictions (with Sanskrit Ashirvad ) with correct orthography & translation and studied notes.

**Written and translated by**

## ERVAD PHIROZE SHAPURJI MASANI,

**M. A., LL. B., VAKIL, HIGH COURT, BOMBAY.**

108, Chandanwadi, Post No. .

BOMBAY.

**1920.**

# પાજંદ ભણુતર સીરીઝ, નં૦ ૨:

## પાજંદ સેતાયશ બા માએની:

જેમાં

નમાજ-ઇ-દાદાર અહુરમજદ, બનામ-ઈ-યજદ, સેપાસ-ઇ-અકેનારેહ, નામ-ઇ-ખાવર, ચિથ્રેમ બુયાત, ત્રીસે રોજના સેતાયશ, દોઆ નામ સેતાયશ્ન, તથા લગ્ન-શાદીના આશીરવાદ (સંસ્કૃત સાથે) તેના અસલ શુદ્ધ ઉચ્ચાર તથા તરજુમા અને નોટ્સ સાથે, આપવામાં આવ્યા છે.

---


લખનાર તથા તરજુમો કરનાર,

**એરવદ ફીરોજ શાપુરજી મસાની**, એમ. એ., એલએલ. બી., વકીલ, હાઇ કોર્ટ, મુંબઇ.

૧૦૮, ચંદનવાડી, પોસ્ટ નં૦ ૨.

મુંબઇ.


---


"ફ્રશો-ગર્દ" છાપાખાનામાં છાપી છે.


---


આ ચોપડીને લગતા સર્વ હક્ક કર્ત્તાએ પોતાને સ્વાધીન રાખ્યા છે.



સને ૧૨૮૯ યજદેજરદી—સને ૧૯૨૦ ઇસ્વી.

દાદાર અહુરમજદને નમન!

મુજના ખુદાના નામથી!

# દીબાચો.

તે ફીરોજગર સાહેબ પેદા કરનાર નુરમંદ અને ખોરેહ-મંદ દાદાર અહુરમજદ સાહેબની તનાસુલી ચાલુ મદદ ચાહી આ કેતાબ બાબે બે બોલ ખુલાસો કરવાની રજા લઉં છું. આ કેતાબ "**પાજંદ ભણતર સીરીઝ**" નું બીજું નંબર છે, કે જેમાં આપણી દરરોજની ફરજ્યાત અવસ્તા બંદગી પુરી કરી રહ્યા પછી કરવા જોઈતા મીથ્ર યાને "રાદી" વિચારો, યાને કુદરતમાં પડેલાં મરકજોને લગતાજ વિચારો જે "પાજંદ સેતાયશો" રૂપે મઢી લેવામાં આવેલા છે, તે બધી સેતાયશો વીગેરેનો સમાવેશ કરવામાં આવ્યો છે. ગયા પહેલાં નંબરવાળી પાજંદ આફ્રીનોની કેતાબમાં પાજંદ ભાષા કેવી જાતની છે તે લંબાણુથી સમજાવ્યું હતું, અને તે કેતાબ વાંચનારાઓને શુદ્ધ ઉચ્ચારની આફ્રીનનાં ભણતર પહેલવહેલાં મળવાથી તેઓનાં દીલ ખુશ થયાં હશે; ખાસ કરીને મોબેદી કરનારા અથોરનાનો પોતાના યજમાનોને ત્યાં એજ કેતાબમાંથી શુદ્ધ ઉચ્ચારે આફ્રીન ભણુતા હશે.

## "સેતાયશ" એટલે શું?

આ કેતાબ જે "સેતાયશો" ની બંદગી સમાવે છે, તે "સેતાયશ" શબ્દનો અર્થ ધ્યાનમાં લેવાની જરૂર છે. ફારસી અને પહેલવી શબ્દ "સતુદન" (to praise) વખાણ ગાવા,

તારીફ઼ કરવી ઉપરથી ભાવવાચક નામ (abstract noun) "સેતાયશ્ન" અથવા "સેતાયશ" થયલો છે. પણ અવસ્તા "સ્તોત" શબ્દ ઉપરથીજ પહેલવી, પાજંદ અને ફારસી "સતુદ" બોલ આવેલો હોવાથી, આપણે "સેતાયશ" શબ્દનો અસલ અર્થ અવસ્તા "સ્તોત" ની મુઆફેક઼ સમજીશું. અવાજ-ની ધ્વનીથી ઉત્પન્ન થતા અણદીઠ રંગોને અવસ્તામાં "સ્તોત" નામ આપવામાં આવ્યું છે, અને તમામ "સ્તોત" ને લગતી ક્રીયાના કાયદાઓને "સ્તોત યસ્ન" ને નામે અવસ્તામાં—ગાથામાં, વીસ્પરદમાં, તથા યજશ્નેમાં ઓળખવામાં આવેલા છે. અવસ્તા માંથ્રની બંદગી સૌથી બુલંદ એટલા વાસ્તે છે કે કોઇબી બીજી દુન્યાની ભાષા કરતાં અવસ્તા માંથ્રના સ્તોત (Avesta Vibration–Colours) ઘણાજ જોરાવર અને મીનોઇ રીતે આગળ વધતી "અસ્પંદી" યાને જોશ ધરાવનારા છે, અને તેથીજ "સ્તોત" ની મારફ઼તે યજદી શકિતઓ, અમશાસ્પંદો, તેમજ દાદાર અહુરમજદની તરફ઼ એકતાન થયલી ક્રીયાને અવ-સ્તામાં "યજ" અથવા "યજમઇદે" "યસ્ન" "યજશ્ન" (attunement) એકતાનપણું તરીકે ઓળખવામાં આવે છે. અવસ્તાની એબારતમાં "સ્તોત" થી "યજ" થવું તેના વીચારને પાજંદ એબારતમાં "સતાયમ" બોલ લાગુ પાડવામાં આવે છે, અને "સેતાયશ" તેટલા માટે એવી બંદગી છે કે જે અવસ્તાના સ્તોતને લગતા બુલંદમાં બુલંદ મીથ્રનો જોશ ધરાવે છે. ખુદ પાજંદ જબાનના પોતીકા પણ સ્તોત છે, અને તે અવસ્તાના સ્તોતને લગભગ મળતા આવે છે, જોકે અવસ્તા-ના સ્તોતની અસ્પંદી યાને જોશના કરતાં પાજંદ સ્તોતની અસ્પંદી ઘણીજ ઓછા મરતબાની છે. છતાં, પાજંદ ભણતરો જે રીતે અને જે કાયદે અને જે અશોઇના અમલથી દસ્તુરાંન

દસ્તુર આદરબાદ માહરેસ્પંદ સાહેબ કે જેઓ વખ્શુરે વખ્શુરાંન રુવ્જ—ગો અહુરાના અશો સ્પીતમાન જરથુસ્ત્ર સાહેબની તુફેલથી ઉતરી આવેલા ઓષા—વરેજ સતુદ સાહેબના તનાસુલી સીલ-સીલાથી ઉતરી આવેલા (પતેત પશેમાની મુજબ "૫ પેવંદ્દ આદરબાદ્દ મારસ્પંદાંન્ મદ્દ" એટલે કે જરથોસ્ત સાહેબના પેવંદથી આવેલા આદરબાદ મારાસ્પંદાન) એક "જરથુસ્ત્રોતેમો" હતા તેઓ સાહેબે અસલ અવસ્તાની "તાવીલ"* ના મીથ્રનો જોશ સાચવીને રચી આપ્યા છે, તે ગમે તેવા હાલના જમાનાની ગુજરાતી યા ઇંગ્રેજી ભાષામાં જોડેલી બંદગીના કરતાં બેશુમાર દરજ્જે ચહડયાતાં છે, એમ જરથોસ્તી દએનનો "સ્તોત યસ્ન" નો કાયદો ભાર મુકીને અનુમાન ઉપર લાવે છે. આ સેતાયશોની અંદર કાવ્ય—રચનાનું ઉંચમાં ઉંચ તત્વ સમાયલું છે, અને તે ફક્ત અવસ્તા—પહેલવી—પાજંદ ભાષાના લાંબા વખતના અભ્યાસીનેજ માલમ પડી શકે છે.

આ "**પાજંદ સેતાયશો**" ના રચનાર આમેલ વ આલેમ વ કામેલ દસ્તુરાંન દસ્તુર **આદરબાદ માહરેસ્પંદ** સાહેબ વિષે તથા પાજંદ લખાણોની સામાન્ય ખુબી વિષે "**પાજંદ સીરીઝ નં૦ ૧**" કેતાબમાં લંબાણથી વિવેચન કરવામાં આવ્યું છે તે જોવાની વાંચનારાઓને અરજ કરવામાં આવે છે.

## "સેતાયશો" કેવી રીતે ભણવી?

આ પાજંદ ભાષામાં સેતાયશ ભણતી વખતે અને ખાસ કરીને તરજુમાની મદદથી તેમાંના "મીથ્ર" યાને રાદી વિચાર

---

* બારીક સાયન્ટીફીક ફીલોસોફીથી ભરેલી સમજણ માટે "તાવીલ" શબ્દ વપરાય છે.

ઉપર ધ્યાન આપીને પાજંદ સેતાયશ ભણતી વખતે ભણનારના દીલમાં કંઇ અજાયબ જેવી ખાસ્તર યાને વીજળીક શક્તિનો પ્રવાહ પસાર થાય છે, અને તેનાં દીલમાં ઘણીજ ઉંચ પ્રકારની ખુશાલી ઉત્પન્ન થાય છે. પણ ત્યાં જરૂર યાદ રાખવું કે દર-રોજની ફરજ્યાત તરીકે અવસ્તા માંથ્રની બંદગી કર્‍યા પછીજ આ સેતાયશો છેડે ભણવાનો હોકમ છે, અને અવસ્તા માંથ્રની બંદગી મુકી દઇને ફકત પાજંદ સેતાયશો ભણ્યાથી જે લાયક રીતે ફાયદો થવો જોઇએ તે થઇ શકશે નહી. અવસ્તા માંથ્રની બંદગી ઉરવનને "સ્તોત" નો ખોરાક પુરો પાડે છે, અને તેથી અવસ્તા બંદગી તો કોઇબી બીજી જાતની બંદગીને ખાતર કદીબી તજી દેવી જોઇતી નથી; અવસ્તા માંથ્રની બંદગીની જગ્યા તો બીજી કોઇબી જબાંનમાં જોડેલી કોઇબી બંદગી કદી લઇ શકવાનીજ નથી. પણ અવસ્તાના "સ્તોત" ની મદદની સાથે સાથેજ પાજંદ સેતાયશમાંના અસલ "મીથ્ર" જુફ્ત યાને બેપણાને કાયદે અવસ્તા બંદગીની અસરમાં ઘણો સરસ રીતે વધારો કરી આપે છે, એમ ખુબ ધ્યાનમાં રાખવાની જરૂર છે. જો માંથ્ર તથા મીથ્રની સાથે અશોઇની તરીકતો-નો અમલ જોડવામાં આવે, એટલે કે "**અશોઇ–એ–આશ્કારી**" એટલે જાહેરી પાકીજગીના કાયદાઓ, સાધારણ નીતી–રીતીનાં કાનુનો, જબાંનની હમેશ સચ્ચાઇ, ધંધામાં તદન પ્રમાણીક વહેવાર, તર્કે હેવાન્યત યાને વેજીટેરીયનીઝમ, તર્કે મુસ્કેરાત યાને ટેમ્પરન્સ (દારૂ–તમાકુ–બીડી વીગેરે તમામ કેફી ચીજોથી દુર), તનુને બહારથી નાહી ધોઇને સ્વચ્છ રાખવું, નીંદા તેમજ ગાળગલોચ નહીં કરવી, ખાલેસ અંતકરણ, clean morals યાને સામી જાતી તરફની તદન નીતીભરી વર્ત્તણુક તથા બીજા બધા જાતીભેદના કાયદાઓની જાળવણી, વીગેરે વીગેરે

બધી રીતની "**અશોઇ-એ-આશ્કારી**" (યાને જાહેરી અશોઇ) નો પહેલો તબકકો બારીકીથી પાળવાની સાથે સાથેજ "**અશોઇ-એ-આમુગી**" (યાને બાતેની અશોઇ) ના ઘણા સખત ચહડયાતા કાયદાઓ—જેવા કે, 'મેહેરે-અફ્જા' (એટલે કે જે બાતેની કોલ યાને એકરારો ઉરવાન અહીં જન્મવા આગમચ પોતે મરદ-ઓરત મુજબ શમ્સ (ખુરશેદ) યા તો દએ (ચંદ્રમા) માં તથા માદરનાં શેકમમાં કરી આવેલું હોય છે તે એકરારો ઉપર ઉસ્તવારી તથા વફાદારી રાખી સચ્ચાઇથી તે બાતેની કોલ) મુજબ જીંદગી ગુજારવી, પએગામ્બર સાહેબની ફરમાવેલી બીજી બધી તરીકતો—જમવાની બાજ, હાજતની બાજ, નાહવાની બાજ, દરૂજી-એ-બુજી (દસ્તાન-મની) ની પરહેજી વીગેરે વીગેરે ખાસ તરીકતો સમાઇ જાય છે, તે બન્ને અશોઇ-એ-આશ્કારી તથા અશોઇ-એ-આમુગીને લગતી તરીકતોનો અમલ મીથ્ર તથા માંથ્રની સાથે જોડવામાં આવે, તોજ પુર મરતબામાં રૂહાંની વૃદ્ધિનું ફળ આવી શકે છે.

કેટલાક હમદીનો અવસ્તા ભણ્યા પછી ગુજરાતીમાં જોડેલી દુવાઓ મોટે મોટે વાંચી યા બોલી જાય છે, તે વાજબી નથી, અને આવી ગુજરાતી યા ઇંગ્રેજી વીચારોની ચોપડી બંદગી વખતે વાપરવાને બદલે જો આ પાજંદ સેતાયશો (Every day Thoughts) દરરોજના ખાસ વીચારો માટે વાપરવામાં આવશે તો તેઓને વીચાર-શક્તિ (Thought-Power) ની લાઇનથી ઘણો ફાયદો માલમ પડશે. આ સેતાયશોનો તરજુમો ફુરસદને વખતે ધ્યાનથી ગોખી જવો, જેથી પછી સેતાયશો ઉભરાતાં દીલ સહીત સમજીને ભણી શકાશે.

આ સેતાયશો ભણતી વખતે દરરોજ શરૂઆતમાં પાંચ મોટી સેતાયશો*—**નમાજ-ઇ-દાદાર અહુરમજદ, બનામ-ઇ-યજદ, સેપાસ-ઇ-અકેનારેહ, નામ-ઇ-ખાવર,** તથા **ચિથ્રેમ બુયાત**—ભણવી, અને તેની પછી જે ચાલુ ખરી ગણત્રીનો જરથોસ્તી ફસલી મહીનો હોય તે મહીનાને લગતી સેતાયશ લઇને, પછી જે ફસલી જરથોસ્તી રોજ હોય તે રોજને લગતી સેતાયશ લેવી.

આ રીતે લેતાં, "દએ" મહીનાને વાસ્તે, દએ-પ-આદર, દએ-પ-મહેર, કે દએ-પ-દીનને લગતી સેતાયશમાંની કોઇબી એક અવારનવાર ભણવી, અને તેની સાથે જે રોજ હોય તે રોજની સેતાયશ ભણવી. વળી ગાથાના પાંચ દીવસો ઉપર તેમજ ચાર ચાર વરસે પડતા કબીસાના "**આવરદાદ-સાલ-ગાહ**" ના દીવસ ઉપર મહીનાને લગતી સ્પેન્દારમદની સેતાયશ લેવી અને ગાથાને લગતી તેમજ આવરદાદ-સાલ-ગાહને લગતી

---

* જો કોઇ શખ્સથી આ પાંચે મોટી સેતાયશો રોજ સામટી ભણવાનું નહીંજ બની શકે, તો આ પાંચમાંની એકેકી સેતાયશ પણ લઇને રોજ અનુક્રમે ભણવી અને ત્યાર બાદ મહીનાને લગતી તથા રોજને લગતી સેતાયશ, ઉપર બતાવ્યા મુજબ, જરૂર પઢવી. આવી રીતે પાંચ મોટી સેતાયશોમાંથી એકેકી સેતાયશ અનુક્રમે લઇને પઢવાની રીતી "ચેહલ્લેહ" (યાને ચીલ્લા) માં ખયજ કીધેલી છે તે ઉપરથી ઉપલી સલાહ આપવામાં આવી છે. વખ્શુરે વખ્શુરાંન સાહેબના ફરમાન મુજબ ઉસ્તાદોએ ખાસ અમલ્યાત માટે જુદા જુદા યજદોનો—દાખલા તરીકે આવાંનો, બેહેરામનો, મેહેરનો—"ચેહલ્લેહ" (યાને ૪૦ દીવસનો અમલ્યાત) કરવાનું શીખવેલું છે, જે "ચેહલ્લેહ" ના ખાસ કલામોથી તે તે યજદ-અમશાસ્પંદને લગતી ખાસ શક્તિ ખીલવી શકાય છે.

"ચિદ્રેમ ન્રુયાત"† રોજની સેતાયશ તરીકે પાછી ભણવી. આ પ્રમાણે દરરોજ સાત સેતાયશો ભણવી ઘટારત છે. પહેલી શરૂઆતની પાંચ મોટી સેતાયશો+મહીનાને લગતી એક+રોજને લગતી એક—એમ મળીને દરરોજ સાત સેતાયશો અનુક્રમે ધ્યાનથી અને તેની અંદર સમાયલા મીથ્ર સાથે ભણવી જોઇએ.

## સેતાયશોની બુલંદી તથા "યશ્તો" સાથનો તેમનો ઉસુલ્યાતી સંબંધ.

આ શરૂઆતની પાંચ સેતાયશો તથા ત્રીસે રોજની સેતાયશો અને **"દોઆ નામ સેતાયશને"** મળીને ૩૬ સેતાયશો આપણી પાસે પાજંદ ભાષામાં બચી રહેલા ઘણાજ સરસ અસલ **"મીથ્ર"** નો મખ્ઝન યાને જવાહીરી ભંડાર—જમીલો છે. અવસ્તાનું જે "યશ્ત" નું સાહીત્ય છે તે બધી "યશ્તો" હાલમાં આપણી પાસે સંપુર્ણ હાલતમાં નથી. દાખલા તરીકે "બહમન યશ્ત" તો અવસ્તામાં આખી મળેજ નહી, અને અવસ્તાની બહમન યશ્તના થોડા થોડા ફકરાઓ અહુરમજ્દ યશ્તમાં તેમજ હોશબામ, હફતન યશ્ત, આવાં યશ્ત, તથા અશીસ્વંઘ યશ્ત, એહેરામ યશ્ત વીગેરે વીગેરેમાં વણી લેવામાં આવ્યા છે. અસલ ખુરદાદ યશ્ત તો ઘણી લાંબી છે, જ્યારે હાલ આપણી પાસે ફક્ત દશ મીનીટનું ભણતર છે. વળી કેટલીએક યશ્તોમાં હાલની અધુરી હાલતને લીધે દરેક યજદ અમશાસ્પંદોના મીથ્ર—તેઓની ખીશ્કારી—તેઓના "હુમત, હૂખ્ત, હવરશ્ત"—બીલકુલ કમ-યાબ યા ના-યાબ થઇ ગયલા છે.

(† પાંચ મોટી સેતાયશો આ કેતાબમાં આપી છે તેમાંની છેલ્લી પાંચમી સેતાયશનું નામ છે.)

શહેરેવર યશ્ત, સ્પંદારમદ યશ્ત અને અમરદાદ યશ્ત, ગુઆદ યશ્ત, આસ્માન યશ્ત, મારેસ્પંદ યશ્ત અને અનેરાંન યશ્ત, દએ–પ–આદર યશ્ત, દએ–પ–મહેર યશ્ત, દએ–પ–દીન યશ્ત, એરેજ્તે યશ્ત અને દહમ યશ્તનાં નામો આપણને નવાં લાગે છે, કેમજે તે યશ્તો હાલમાં આપણી પાસે મોજુદ નથી. છતાં, ખુશી થવા જોગ બીના એ છે કે ઉપલાં લીસ્ટમાંથી એરેજ્તો અને દહમ યશ્ત સિવાય તમામ 'કમ–યાબ' યા 'ના–યાબ' યશ્તોના કાંઇક દરજજે પ્રતીનીધી તરીકે મજકુર યશ્તો-ની પાજંદ સેતાયશો તે યશ્તો અસલ કેવી રીતની હશે તેનો ભાસ આપે છે. ફકત એકજ યશ્ત એવી છે કે જે અવસ્તા-માં મોજુદ છે પણ તેની પાજંદ સેતાયશ નથી, અને તે અવસ્તાની મોટી નાની **હોમ યશ્ત** છે. બધી યશ્તો અસલ ૨૧ નસ્કમાંના ગાથીક વીભાગમાં અને ખાસ કરીને ઘણે મોટે ભાગે "બઘાંન યશ્ત" જેને અવસ્તામાં "નસ્કે–મજદાઇ" કહેવામાં આવે છે તે નસ્કમાં અસલ આપવામાં આવેલી છે, અને બધી યશ્તોનું ઉસુલ યાને મૂળ મોટે ભાગે "બઘાંન યશ્ત" છે. આપણી "યશ્તો" ની બુલંદી કેટલી બધી મોટી છે તે આ લખનારની ઇંગ્રેજી કેતાબ "Zoroastrianism–Ancient and Modern" "અસલી અને હાલનો જરથોસ્તી ધર્મ" નામની કેતાબમાં સમજાવવામાં આવ્યું છે, જે ઉપરથી કેતાબના વાંચનારાઓને "યશ્ત" નું સાહીત્ય કેટલું બધું ભેદી, અગત્યનું અને સમજવા લાયક છે તેનો કંઇક ખ્યાલ આવશે. હવે આ "સેતાયશો" જે પાજંદમાં બનાવવામાં આવી છે, તેનો બારીક અભ્યાસ કરતાં અને તેમાં સમાયલાં બુલંદ મીથ્રનાં મરકજો યાને બાબદો (points)

ધ્યાનમાં લેતાં આપણુને માલમ પડે છે કે આ "સેતાયશો" અસલ અવસ્તા "યશ્તો" ને આધારે બનાવવામાં આવી છે. જો કે "સેતાયશો" પોતેબી તદન સંપુર્ણ હાલતમાં હાલમાં આપણી પાસે નથી, છતાં ચોકસ વખતે હાલની અવસ્તા યશ્ત-માંના કેટલાક ફકરા આબેહુબ પાજંદ સેતાયશમાં ફકત અવસ્તાના પાજંદ ભાષાંતર રૂપે મળી આવે છે, જે દરેક ગમ ફુટનોટ આપીને બની શકે તેટલી વખત બતાવવાની કોશેશો આ કેતાબમાં કરવા-માં આવી છે. વળી કેટલીક વખતે પાજંદ સેતાયશમાં ચોકસ મરકજો છે જે હાલની અવસ્તા યશ્તમાં જોવામાં આવતાં નથી; અને કેટલીક વખત યશ્તમાંના મરકજો પાજંદ સેતાયશમાં માલમ પડતાં નથી.

## અવસ્તા, પેહલવી, પાજંદ સાહીત્યના મોજુદ ભાગાં-તુટાં ખંડયેર ઉપરથી માજદયસ્ની જરથોશતી દએનના આખા અસલ બુલંદ અયવાન યાને મહેલ વિષે ખ્યાલ આપનાર રેહબર : "જરથોશતી ઇલ્મે ક્ષ્નૂમ."

આવા સંજોગો આપણા તમામ સાહીત્યની જે જાહેર રીતે મોજુદ કઢંગી ભાંગીતુટી હાલત છે તેને લીધે બનવા પામ્યા છે, પણ જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમની નજરે—આખાં જરથોસ્તી દએનનાં ઇરાન સરજમીન ઉપર સાહેબદેલાન સાહેબોથી પાસ-બાન થયલાં દીની ઇલ્મની નજરથી—જોતાં આ બધું એક અસલ બુલંદ અખંડ મહેલનું ખંડયેર છે એમ માલમ પડે છે. અને તે ખંડયેર તરફ આપણે માનની નજરે જોતાં શીખવુંજ જોઇએ. હાલનાં ભાંગાતુટાં અવસ્તા પાજંદ સાહીત્ય તરફ આપણો ભકિત ભાવ ખરેખર વધારી આપવા તથા તે ખંડયેરરૂપી માંથ્રનીબી એજમતી કાર્યસાધક અસરો કેટલી બુલંદ રીતે હજીબી ટકી

રહી છે તે બતાવી આપવામાં જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમ ઘણોજ અગત્યનો ભાગ બજાવે છે એમ મારા છેલ્લાં બાર વરસના ઇલ્મે ક્ષ્નૂમના સમાગમના અભ્યાસ ઉપરથી ખાતરીથી કહેવાને શક્તિવાન છેઉં. અવસ્તા, પહેલવી, પાજંદ ભાષાના (philology ના) અભ્યાસને દીપાવી તેને ખરેખરી અસલ લાઇન ઉપર મુકી આપવામાં જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમનાં જ્ઞાને મને ખરેખરી મદદ કરી છે, જે માટે મારા માનવંત ઉસ્તાદ સાહેબ મી૦ બહેરામશાહ નવરોજી શરાફનો તનાસુલી એહેશાંન મારાં અંતઃકરણમાં જારી રાખું છું. આ પાજંદ સેતાયશોના તરજુમા કરતી વખતે પણ જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમનાં જ્ઞાનની મદદથી ઘણી ઉસુલ્યાતી સુચનાઓ (auto-suggestions) થઇ છે, અને ઇલ્મ્યતનાં મરકજોને જેમ બને તેમ કાયમ રીતે સાચવીને તરજુમા કરવાંની કોશેશ કરવામાં આવી છે.

## અસલ પહેલવીના આધારે કેટલાએક પાજંદ શબ્દોમાં સુધારો.

પાજંદ ભાષા પહેલવી ઉપરથી થઇને આવી છે, અને પાજંદ સાહીત્યનો તરજુમો કરવાનું કામ ઘણીક વેળા એ ભાષાની વીચીત્ર રચનાને લીધે મુશ્કેલ થઇ પડે છે. પાજંદ ભાષાના જે અજાયબ જેવા વીલક્ષણ (peculiar idioms) છે તેના બોલેબોલ અર્થ આપવા બહુ કઠણ થઇ પડે છે. આ કેતાબની અંદર આપેલી સેતાયશોમાં કેટલીએક ગુજરાતી લીપીમાં છપાયલી ભણવાની ચોપડીઓ સાથે સરખાવતાં ઘણા શબ્દો સુધારેલા માલમ પડશે, અને તે સુધારા અસલ પહેલવીને આધારે કરવામાં આવ્યા છે. કેટલીક વખત અશુદ્ધ છપાયલી ભણવાની ચોપડીઓમાં બોલો તદન ખોટા વાંચવામાં આવ્યા

છે, અથવા તો એક બોલના બે ભાગ કરી નાંખવામાં આવ્યા છે, જેથી મીશ્ર તેમજ અર્થ ત્યાં ઉલટાઇ જાય છે. બધી સેતાયશોમાં તેમજ "દોઆ નામ સેતાયશ્ન" માં અને લગનના આષીરવાદમાં પહેલવીને આધારે મેં કેટલાએક શબ્દો સુધારીને બરાબર શુદ્ધ ઉચ્ચારો આપવાની કોશેશ કરી છે; અને તે ફેરફારો મારી મરજી મુજબના મગજના ફાંટા મુજબના નથી, પણ પહેલવીને આધારે પહેલવી વાંચીને કરવામાં આવેલા છે. વાસ્તે ભણનારાંઓએ બીલકુલ શક લાવ્યા વગર આ શુદ્ધ ઉચ્ચારની ચોપડીમાંથી ભણવું એવી અરજ છે. બીજું, જોકે આ કેતાબમાં પાજંદ ભણતરો છે, છતાં આષીરવાદનો સંસ્કૃત ભાગ આપણામાં અસલ કાલ પ્રમાણે ભણવાનો રેવાજ જાયજ છે. તે ભાગ આષીરવાદનાં આખાં ભણતરના ભાગ તરીકે ગણીને આ કેતાબમાં લેવામાં આવ્યો છે. સંસ્કૃત ભાષાની મારી પુરતી માહીતી નહી હોવાથી મેં મરહુમ એરવદ શહેરયારજી દાદાભાઇ ભરૂચાવાળી કેતાબ કે જે સર જમશેદજી જીજીભાઇ ત્રાન્સ્લેશન ફંડના ત્રસ્તી સાહેબોએ પ્રગટ કરી છે તેની મદદ લઇને શુદ્ધ ઉચ્ચારે સંસ્કૃતને ગુજરાતી લીપીમાં લખવાની કોશેશ કરી છે, જે માટે હું મરહુમ એરવદ સાહેબનો આભારી થયો છું.

## પાજંદ આફરીન બા માએનીને ઉત્તેજન આપનારાંઓનો ઉપકાર.

પાજંદ ભણતર સીરીઝ નં० ૧ પાજંદ આફરીન બા માએનીની ૨૫) નકલ સામટી ખરીદી લઇને સર જમશેદજી જીજીભાઇ ત્રાન્સ્લેશન ફંડના ત્રસ્તી સાહેબોએ જે ઉત્તેજન આપ્યું હતું તે માટે તેઓનો તેમજ જે બીજાં હમદીન બાનુઓ તથા ગૃહસ્થોએ તે કેતાબની વધુ યા ઓછી સંખ્યામાં સામટી

નકલો ખરીદી લેઇને અગ્યારી આતશબહેરામોમાં મોકલવા તથા લાયક મોબેદોમાં મુફ્ત વહેંચવા માટે મદદ કરી હતી તેઓનો પણ ઉપકાર આ તકે માનવાની રજા લઉં છું.

## કેતાબનાં વેચાણમાંથી "રાદી" સખાવતના ખાતાંઓને મદદ.

જણાવવાની જરૂર છે કે આ કેતાબનાં વેચાણમાંથી તેની ઉપર થયલો બધો ખર્ચ બાદ કર્યા પછી બાકી વધેલી રકમ, જેમ પાજંદ આફ્રીન બા માએનીની કેતાબના બાબમાં કરવામાં આવ્યું હતું તે મુજબ, "રાદી સખાવત" માં એટલે જરથોસ્તી કોમની દરેક પ્રકારની ઉન્નતી માટે "રાદી" યાને અશોઇનો વધારો કરનારાં કાર્યો અને હીલચાલો કરનારાં ખાતાંઓ— જેવાં કે (૧) પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી, (૨) જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમ ઇન્સ્તીત્યુત, (૩) ફરરોખ ફ્રવરદીન ફ્સલ સાલ જશન મંડળ, (૪) ફ્રશો-ગર્દ પ્રીંટીંગ પ્રેસ, (૫) જરથોસ્તી રાદી સોસાયટી વગેરે ખાતાંઓની અંદર આપી દેવામાં આવશે, અને તેટલા માટે આ કેતાબ ખરીદ કરનારાં બાનુઓ તથા ગૃહસ્થો પોતાને હાથે કુદરતમાં ડબલ કાર્ય બજાવી શકશે તે સમજવું તદન સહેલું છે.

## આ કેતાબમાં સમાયલી બુલંદ બાબદોનો ઇલ્મ્યતને આધારે અભ્યાસ કરવાની જરૂર.

આ તમામ સેતાયશોની અંદર જે કવિતાઇ સુંદરતા (poetic beauty) સમાયલી છે તેનો ખ્યાલ ફક્ત અવસ્તા, પહેલવી, પાજંદ ભાષાને બરાબર, તેની અંદર સમાયલી "તાવીલ" યાને બારીક આયન્ટીફીક ફીલોસોફીથી ભરેલો

ઉંડાણુ અર્થ તથા "રમ્જ" યાને ભેદ સમજવાની સાથે પીછાણુનારાઓનેજ આવી શકશે. આ કેતાબની અંદરનો તરજુમો ઘણોજ ધ્યાનથી અને વીચાર કરવાનો વખત લઇને વાંચવાથી વાંચનારાઓને જરથોસ્તી દએનમાં કેવી સરસ સરળ તનાસુલી કુદરતને પીછાણવાના કાયદાની ફીલસુફી જળવાઇ રહેલી છે તેનો ખ્યાલ આવી શકશે, અને અસલ એકવીસ નસ્કમાં શું કીમતી ખજાનો ઇલ્મથી ભરપુર હશે તે માટે અજાયબીમાં લીન થયા વગર રહેવાશે નહી.

હેઠળ આપણે થોડાંક મરકજોનો નંબરવાર ખુલાસો જોવાની કોશેશ કરીશું.

(૧) આ સેતાયશોની અંદર કેટલાંએક 'મુનફેલ' યાને સેફાતી એલકાબોનાં વિશેષણો જે આવે છે તે તે સાહેબના ૧૦૦૧ 'ઇસ્મ' યાને સેફાતી નામો જે અસલમાં અવસ્તામાં હતાં અને જેમાંના હાલમાં ઘણાજ જુઝ આપણી પાસે જાહેરમાં અવસ્તામાં બચેલાં મળે છે તેની કાંઇક યાદ આપે છે, અને જે ૧૦૧ ઇસ્મ હાલમાં આસ્માની, પહેલવી તથા પાજંદ એમ ત્રણ જબાનના મીક્ષ્ચર રૂપે આપણી પાસે મોજુદ છે તેમાં ઉમેરા રૂપે થઇ પડે છે. દાખલા તરીકે, "**દાના,**" "**કેરૂદાર,**" "**અવખ્શાયશનીગર,**" "**વરૂજાવંદ,**" "**અવીજેહ,**" "**પાના,**" "**પરૂવરૂતાર,**" **આફ્રીદેગાર,**" "**આમોરૂજીદાર,**" "**તખ્મના,**" "**અવજુની,**" "**તવાનાઈ-તવાન,**" "**હરૂવસ્પ-નેફ-દાદાર,**" "**હરૂવસ્પ-નેફ-દાશતાર,**" "**હરૂવસ્પ-અનાકીહ-અવાજ-દાશતાર,**" "**શાહ-ઇ-ફીરોજગર,**" "**કેરૂકે-દોસ્ત,**" "**હુ-પાદાર,**"

**"નેક્-કેર્દાર," "તવાન્-કેર્દાર," "ફ્રાઝન્-કેર્દાર," "આવાદી-કેર્દારેહ," "અકેનારેહ," "દામાંન-આફ્રી-દાર," "હુરવસ્પ-જાંન-દાશ્તાર," "અવજાઇનીદાર," "બુજાઇનીદાર," "ખુદા-ઇ મહેસ્ત," "નેકી-દાદાર," "બંદેગાન્-પનાહ," "નેક્-ઓખ્તાર," "દામ-સરાઇની-દાર," "વેહ," "ખુરેહ-દાદાર," ખુદા-ઇ-ખાવર," "અવખ્શાઇનીદાર,"** વગેરે. દરેક ઇસ્મોની કેવી બુલંદ અસર તે ઇસ્મોને ચોકસ "તશબીહ" (૧૦૧ વખત એક ઇસ્મ ફેરવવાની તરતીબને "તશબીહ ફેરવવી" કહે છે તે તશબીહ) ને કાયદે ભણ્યાથી મળતી હશે તે બાબે જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમના "ઇલ્મે સ્તોત" ના બાબમાં સમજાવવામાં આવ્યું છે.

અસલમાં **૧૦૦૧ ઇસ્મ** યાને તે સાહેબના બુલંદ સેફાતી નામો હતાં તેની સાબેતીમાં જોડેલી ફારસી મોનાજાતમાંની નીચલી બયેત ટાંકી શકાય :

**"ખુદાઇ કે નામશ હજાર્ ઓ યક્ હસ્ત,**
**બ હર્ નામ ખાન્દન્ બસી ચારેહ્ દસ્ત."**

યાને કે "તે સાહેબ કે જેનાં નામ ૧૦૦૧ છે, જેમાંનાં એક એક નામની 'તશબીહ' ફેરવ્યાથી (યાને ૧૦૧ ની સંખ્યા-માં ચોકસ વાર તે નામનું સ્મરણ કરયાથી) પુષ્કળ ગેબી મદદ હાથ લાગે છે."

આ ૧૦૦૧ ઇસ્મો તે કાંઇજ નહી પણ સૃષ્ટી—રચનામાં અહુનવરનો નાદ પહેલાં બરપા થઇ તેમાંથી નીકળેલાં **"૧૦૦૧ સ્તોતનાં નાળાં"** (તેમાં ૧ ઉસુલ્યાતી પોતે+૧૦૦૦

શાખા). "મજદર" થયાં (યાને તનાસુલથી પ્રગટ થયાં) તે "૧૦૦૧ સ્તોતનાં નાળાં" દર્શાવે છે. આ "૧૦૦૧ સ્તોતનાં નાળાં" ને આવાં અરદવીસુર ન્યાયશમાં બહુ સુંદર રીતે યાદ કરવામાં આવ્યાં છે. ત્યાં જણાવ્યું છે કે:

**"યેંઘહે હજંઘરૅમ વઇર્યનાંમ, હજંઘરૅમ અપઘ-જાૅરનાંમ, કસ્ચિત્ચ અએષાંમ વઇર્યનાંમ, કસ્ચિત્ચ અએ-ષાંમ અપઘજાૅરનાંમ, ચથ્વરૅસતૅમ અયરૅ બરનાઇ, હુવસ્પાઈ નઇરૅ બરૅમનાઈ"**

યાને "જેનાં (યાને આવાં અરદવીસુરનાં) ૧૦૦૦ નાળાંઓ છે, જેની ૧૦૦૦ શાખાઓ છે, તે નાળાંઓમાંનું કોઇબી નાળું, તે શાખાઓમાંની કોઇબી શાખા ઓળંગતાં એક સારા ઘોડે-સ્વાર નરને ૪૦ દીવસ જોઇએ."

ઉપલાં વાકયમાં ઇસ્મના અમલ્યાતનો તેમજ કોઇબી યજદનો "ચીલ્લો" કરવાનો ઘણો ઉંડો રમ્જ સમાવેલો છે. ૧૦૦૦ નાળાંઓ અહીં ગણાવ્યાં છે, કારણકે ઉસુલ્યાતી એકમાં "આવાં અરદવીસુર" ને લીધી છે, કે **જેનાં** તે એક હજાર "નાળાં" છે એમ જણાવેલું છે. ૧૦૦૧ ઇસ્મો અસલ ખુદ અવસ્તામાં બહમન યસ્તમાં હતા, જે બહમન યસ્ત તમામ ફ્ષુષો-માંથ્રથી ભરપુર હતી, અને જે બહમન યસ્ત તમામ ફ્ષુષો-માંથ્રથી ભરપુર નસ્ક "નસ્કે-અહૂ" ની અંદરથી રચવા-માં આવી હતી. આ અસલ ૧૦૦૧ અવસ્તા ઇસ્મોમાંનાં થોડાંક ઇસ્મો અહુરમજદ યસ્ત વીગેરેમાં હજી ખુદાની મેહેરબાનીથી બચવા પામ્યાં છે.

(૨) વળી ત્રીસે રોજની સેતાયશમાં જે પાજંદ રોજનાં નામો મળે છે તેનો જમીલો અવસ્તા રોજનાં નામો સાથે દરેક બસ્તે-કુસ્તીઆંને શીખવાની જરૂર છે, જે નીચે મુજબ છે :—

## ત્રીસ રોજનાં નામ:

| પાજંદ. | અવસ્તા. |
|---|---|
| ૧ અહુરૂમજદ્દ (અમેશાસ્પંદ્દ) | અહુર મજદ (અમ્ઍષ-સ્પૅન્ત) |
| ૨ વેહુમન્ (અમેશાસ્પંદ્દ) | વૉહૂ-મનંઘ્હ (અમ્ઍષ-સ્પૅન્ત) |
| ૩ અર્દીબેહેશ્ત્ (અમેશાસ્પંદ્દ) | અષ-વહિશ્ત(અમ્ઍષ-સ્પૅન્ત) |
| ૪ શાહેરીવર્ (અમેશાસ્પંદ્દ) | ક્ષથ્ર-વઇર્ય (અમ્ઍષ-સ્પૅન્ત) |
| ૫ સ્પંદારૂમદ્દ (અમેશાસ્પંદ્દ) | સ્પૅન્ત-આરૂમઇતિ (અમ્ઍષ-સ્પૅન્ત) |
| ૬ ખુર્દાદ્દ (અમેશાસ્પંદ્દ) | હઉર્વતાત્ (અમ્ઍષ-સ્પૅન્ત) |
| ૭ અમર્દાદ્દ (અમેશાસ્પંદ્દ) | અમ્ઍરૅતાત્ (અમ્ઍષ-સ્પૅન્ત) |
| ૮ દએ-પ-આદર્ (દાદાર્) | દથ્વંઘ્હ-ઉપ-આતરૅમ |
| ૯ આદર્ (યજદ્દ) | આતર્ (યજત) |
| ૧૦ આવાંન્ (યજદ્દ) | આપ્ (યજત) |
| ૧૧ ખુર્શેદ્દ (યજદ્દ) | હ્વર્ૅ-ક્ષએત (યજત) |
| ૧૨ માહ્ (યજદ્દ) | માઓંઘ્હ (યજત) |

| પાજંદ. | અવસ્તા. |
|---|---|
| ૧૩ તીરૂ ( યજદ્દ ) | તીશ્ત્ર ( યજત ) |
| ૧૪ ગોશ-ઉરૂન ( યજદ્દ ) | ગેઉશ-ઉરૂવન ( યજત ) |
| ૧૫ હએ-પ-મહેરૂ ( હાહારૂ ) | હદ્દવંઘહ-ઉપ-મિથ્રૅમ |
| ૧૬ મહેરૂ ( યજદ્દ ) | મિથ્ર ( યજત ) |
| ૧૭ સરોશ ( યજદ્દ ) | સ્રઓષ ( યજત ) |
| ૧૮ રશ્ન-ઇ રાસ્ત ( યજદ્દ ) | રશ્નૂ ( યજત ) |
| ૧૯ ( ફરૂરોખ ) ફ્રવરૂદીન | ફ્રવષી |
| ૨૦ વરેહરામ ( યજદ્દ ) | વૅરૅથ્ર-ઘન ( યજત ) |
| ૨૧ ( મીનો ) રામ | ( મઇન્યૂ ) રામન |
| ૨૨ ગવાદ્દ ( યજદ્દ ) | વાત ( યજત ) |
| ૨૩ હએ-પ-દીન ( હાહારૂ ) | હદ્દયંઘહ-ઉપ-હએનામ |
| ૨૪ દીન ( યજદ્દ ) | હએના ( યજત ) |
| ૨૫ ( મીનો ) અષીશ-વંઘહ | ( મઇન્યૂ ) અષીષ-વંઘૂહી |
| ૨૬ આશતાદ્દ ( યજદ્દ ) | અર્શ્તાત ( યજત ) |
| ૨૭ ( મીનો ) આસ્માન | ( મઇન્યૂ ) અસ્મન |
| ૨૮ જમ્યાદ્દ ( યજદ્દ ) | જૅમ-હુદાઓઁઘહ ( યજત ) |
| ૨૯ ( મીનો ) માંસ્ર-સ્પેંદ | ( મઇન્યૂ ) માંથ્ર-સ્પૅન્ત |
| ૩૦ ( મીનો ) અનેરાન | ( મઇન્યૂ ) અનથ્ર-રઓ-ચંઘહ. |

એજ મુજબ બાર મહીનાનાં નામો પાજંદ તથા અવસ્તા-માં હેઠળ જોઇશું :

## બાર મહીનાનાં નામ.

| પાજંદ. | અવસ્તા. |
|---|---|
| ૧ ફ્રરોખ્ ફ્રવરૂદીન્ | ફ્રવષી |
| ૨ અરૂદીબેહેશ્ત્ ( અમેશાસ્પંદ્દ ) | અષ-વહિશ્ત ( અમૅષ-સ્પૅન્ત ) |
| ૩ ખુરૂદાદ્દ ( અમેશાસ્પંદ્દ ) | હુઉરૂવતાત્ ( અમૅષ-સ્પૅન્ત ) |
| ૪ તેશ્તરૂ તીરૂ ( યજદ્દ ) | તીશ્ત્ર ( યજત ) |
| ૫ અમરૂદાદ્દ ( અમેશાસ્પંદ્દ ) | અમૅરતાત્ ( અમૅષ-સ્પૅન્ત ) |
| ૬ શાહેરીવરૂ ( અમેશાસ્પંદ્દ ) | ક્ષથ્ર-વઇર્ય ( અમૅષ-સ્પૅન્ત ) |
| ૭ મહેરૂ ( યજદ્દ ) | મિથ્ર ( યજત ) |
| ૮ આવાંન્ ( યજદ્દ ) | આપ્ ( યજત ) |
| ૯ આદરૂ ( યજદ્દ ) | આતરૂ ( યજત ) |
| ૧૦ દએ ( દાદારૂ ) | દદ્દવંઘહુ |
| ૧૧ વેહૂમન્ ( અમેશાસ્પંદ્દ ) | વૉહૂ-મનંઘહુ ( અમૅષ-સ્પૅન્ત ) |
| ૧૨ સ્પંદારૂમદ્દ ( અમેશાસ્પંદ્દ ) | સ્પૅન્ત-આરૂમઇતિ ( અમૅષ-સ્પૅન્ત ) |

( ૩ ) ઉપર આપેલાં પાજંદ નામો શુદ્ધ ઉચ્ચારે દરેક ન્યાએશ, યશ્તમાં **“ રોજ નેક નામ, રોજ પાક નામ, રોજ મુબારક, રોજ રોજી-દેહન્દેહ ”** એમ બીસ્તા યાને મનમાં ભણીને પછી રોજનું નામ “ લગનના આષીરવાદ ”

(*જુઓ આ કેતાબમાં પાને ૨૦૩ મે) માં જણાવેલા સીલસીલા સાથે ભણવું જોઇએ, અને તેજ પ્રમાણે "માહ મુબારક" શબ્દો ભણીને જે ખરો મહીનો હોય તે મહીનાનું નામ "લગનના આશીરવાદ" માં જણાવેલા સીલસીલા સાથે ભણવું જોઇએ, અને આ રીતે દરેક રોજ માહનાં નામ સાથે સેતાયશમાંનાં મીથ્રનું એક મરકજ જે "આશીરવાદ"* નાં ભણતરમાં ત્રીસે રોજના સીલસીલામાં જાળવી રાખેલું છે તેના જરૂર મીથ્ર કરવા જોઇએ.

## (૪) "રોજ નેક્ નામ્, રોજ પાક્ નામ્" વાળો ફકરો અસલમાં કેવી રીતે ભણાતો હતો?

વધુ ખુલાસાથી બોલ્યે તો, દર ન્યાયશ—યશતને છેડે જે "રોજ નેક્ નામ્, રોજ પાક્ નામ્" વાળો પાજંદ ફકરો હાલમાં ભણાય છે તે અધુરો છે. અસલ મુજબ તો તે ઠેકાણે "**ગેહ્, રોજ, માહ્, સાલ્** તથા **કબીસા**"—એમ અનુક્રમે આખા સીલસીલાના સાહેબોના ઘણા બુલંદ મીથ્ર ફેંકવાનો કાયદો હતો, જેમાંથી હાલમાં ફક્ત 'રોજ, માહ ને ગેહ" ના સાહેબો યાને ફરેસ્તાઓની ઘણી ટુંકમાં યાદ થાય છે. હાલના રીવાજી શેહેનશાહી કરતાં કદમી ટોળામાં એ સીલસીલો કાંઇક દરજ્જે અસલને વધુ મળતો જળવાઇ રહ્યો છે. અસલ "ગેહ્—રોજ—માહ્—સાલ્—કબીસા" ના મીથ્ર કેમ ફેંકતા હતા તે જરા જોઇશું:

### ગેહ્—રોજ—માહ્—સાલ્—કબીસાના મીથ્રનો અસલ અખંડ સીલસીલો:

☞ **ગાહે મુબારક્ ગાહ્** (જે ગેહ હોય તે ગેહના મરતબાના મીથ્ર ફેંકવા.)

☞ રોજ નેક્ નામ, રોજ પાક્ નામ, રોજ મુબા-
રક્, રોજ રોજી-દેહન્દેહ્,—

બ ક્ષ્નુદી-એ અહુરમજ્દ્,* દએ-પ-આદર્, દએ-પ-
મેહેર્, દએ-પ-દીન્;

બ ક્ષ્નુદી-એ બહ્મન્,* મોહોર્, ગોશ્, રામ્;

બ ક્ષ્નુદી-એ અર્દીબેહેશ્ત,* આદર્, સરોશ્,
બેહેરામ્;

બ ક્ષ્નુદી-એ શહેરેવર્,* ખુર્, મેહેર્, આસ્માંન્,
અનેરાન્;

બ ક્ષ્નુદી-એ સ્પેન્દારમદ્,* આવાં, દીન્, અર્દ્,
માહ્રેસ્પન્દ્;

બ ક્ષ્નુદી-એ ખુરદાદ્,* તીશ્તર્, અર્દાફ્રવષ્, ગવાદ્;

બ ક્ષ્નુદી-એ અમરદાદ્,* રશ્ન્, આશ્તાદ્, જમ્યાદ્.

☞ રોજ રોજી-દેહન્દેહ્—

☞ (હવે નીચલા ત્રીસ રોજના સીલસીલામાંથી જે મુબારક
બર-વકતનાં રોજે ભણતા હોઇએ તે રોજ તારવી કાઢી
તેનો મીથ્ર ફૂંકવો:)

(૧) દેહાદ્ દહેશ્ની દાદાર્ અહુરમજદ્;†

દાદાર હોરમજદની બખ્શેશો અમો પામ્યે!

---

* અહીં સાતે અમશાસ્પંદોના બધા હમકારોની મીથ્ર સહીત યાદ કરવામાં આવે છે. કદમી ટોળા પાસે એ સીલસીલો હજી જળવાયલો છે. રોજ એ બધા હમકારોને યાદ કરવા.

† આ બધાં ત્રીસે રોજનાં વાકયો તથા તરજુમો ફેરફાર સાથે આ કેતાબના પાને ૨૦૩ મેથી "લગનના આશીરવાદ" માંથી અહીં લેવામાં આવ્યો છે.

(૨) મનશ્ની મનીદન્-ઇ **બેહ્મન્ અમ્શાસ્પંદ;**
બહ્મન અમશાસ્પંદના મીશ્રથી વીચાર અમો કરયે!

(૩) હુ-ગોશ્તારી **અર્દીબેહેશ્ત્ અમ્શાસ્પંદ;**
અરદીબહેશ્ત અમશાસ્પંદ સાચ્ચું-બોલવું (અમોને બખ્શે)!

(૪) હુ-કેરૂદારી **શહેરેવર્ અમ્શાસ્પંદ;**
શહેરેવર અમશાસ્પંદ ભલી-કારદાની (અમોને બખ્શે)!

(૫) પુર્-મનશ્ની **સ્પેન્દારૂમદ્ અમ્શાસ્પંદ;**
સ્પંદારમદ અમશાસ્પંદ કામેલ-મીશ્ર (અમોને બખ્શે)!

(૬) શીરીન્-ઓ-ચર્બ્ **ખુરૂદાદ્ અમ્શાસ્પંદ;**
ખુરદાદ અમશાસ્પંદ મીઠાશ તથા સાલેસાઇ (અમોને બખ્શે)!

(૭) બરોમન્દી **અમરૂદાદ્ અમ્શાસ્પંદ;**
અમરદાદ અમશાસ્પંદ ફળદ્રુપતા (અમોને બખ્શે)!

(૮) દહેશ્ની **દએ દએ-પ-આદર્ દાદાર્;**
દએ દએ-પ-આદર-દાદારની બખ્શેશો (અમો પામ્યે)!

(૯) રએ-વખ્શાંન્ **આદર્ યજદ્;**
આદર યજદ વધતું નુર (અમોને બખ્શે)!

(૧૦) પાદીઆવી **આવાં અરૂદવીસુર્ બાનું;**
આવાં યજદ પાકીજગી (અમોને બખ્શે)!

(૧૧) શાહી-સર્ફરાજી **ખુરૂશીદ્ યજદ્;**
ખુરશેદ યજદ પાદશાહ જેવી મોટાઇ (અમોને બખ્શે)!

(૧૨) ગઓ-ચીશ્ર-વખ્શાંન્ **માહ્ યજદ્;**
મોહોર યજદ "ગઓ" શક્તિના તોખ્મ વધારતો રહે!

(૧૩) રાદી-રવાઇ **તીર્ યજદ્;**
તીર યજદ રાદી-સખાવતનો પ્રવાહ (અમોને બખ્શે)!

(૧૪) પરૂહીખ્તાર્ બીમ્ ગોશ યજદ્;
ગોશ યજદની મારફતે ખરાબીથી-દૂર-રહેનાર અમો થઇએ !

(૧૫) દેહશ્ની દએ દએ-પ-મેહેર્ દાદાર્;
દએ દએ-પ-મહેર-દાદારની બખ્શેશો (અમો પામ્યે) !

(૧૬) દાદ્-અસ્નવશ્ની મેહેર્ યજદ્;
મહેર યજદ ઇન્સાફથી સાંભળવાની શકિત (અમોને બખ્શે) !

(૧૭) ફરૂમાન્-પનાહી સરોશ યજદ્;
સરોશ યજદ તાબેદારી તથા રક્ષણ (અમોને બખ્શે) !

(૧૮) રાસ્ત્-રવશ્ની રશ્ન રાસ્ત્ યજદ્;
રશ્ન યજદ રાસ્તીમાં આગળ વધવું (અમોને બખ્શે) !

(૧૯) નીરૂ-રવશ્ને ફરૂરોખ્ ફ્રવરૂદીન્;
ફરરોખ ફ્રવરદીન મીનોઇ-શક્તિમાં આગળ વધવું (અમોને બખ્શે) !

(૨૦) પીરોઝી-અંદાખ્તાર્ બેહેરામ્ યજદ્;
બહેરામ યજદ ફત્તેહ-મેળવનાર (અમોને બનાવે) !

(૨૧) રામશ્ને અસ્તુઆદ્ મીનો રામ્;
મીનો રામ મીનોઇ-ખુશાલીમાં અમોને ઉભા રાખે !

(૨૨) અઉરૂવન્દ્ તવાના ગુઆદ્ યજદ્;
ગુવાદ યજદ શેતાબી અને શકિત (અમોને બખ્શે) !

(૨૩) દેહશ્ની દએ દએ-પ-દીન્ દાદાર્;
દએ દએ-પ-દીન-દાદારની બખ્શેશ (અમો પામ્યે) !

(૨૪) દાનશ્ન અફરૂઝી દીન્ યજદ્;
દીન યજદ ડહાપણની રોશન-જમીરી (અમોને બખ્શે) !

(૨૫) ખુરેહ-અન્દુઝી **મીનો અશીશ્વંઘહ ;**
મીનો-અષીશવંઘહ ખોરેહનો જથ્થો ( અમોને બખ્શો ) !

(૨૬) હુનર્-અમ્બારશ્ન **આશ્તાદ્ યજદ્ ;**
આશ્તાદ યજદ હુનરનો જથ્થો ( અમોને બખ્શો ) !

(૨૭) અવીર્-તુક્ષાઇ **મીનો આસ્માન્ ;**
મીનો આસ્માન ઊંચો-ઉદ્યોગ ( અમોને બખ્શો ) !

(૨૮) ગાહ-પાયન્દી **જમ્યાદ્ યજદ્ ;**
જમ્યાદ યજદ જગ્યા-તથા-ઈજતની કાયમી ( અમોને બખ્શો ) !

(૨૯) હુ-નેગીરશ્ન **મીનો માહ્રેસ્પંદ્ ;**
મીનો મારેસ્પંદ ભલી-નેગાહ ( અમોને બખ્શો ) !

(૩૦) ફ્રરેહ-તન **મીનો અનેરાન્.**
મીનો અનેરાન કેહરપની દુરસ્તી ( અમોને બખ્શો ) !

☛ **માહ્ મુબારક્**—( ઉપલા સીલસીલામાંથી બર-વકતના મહીનાનું નામ તારવીને અહીં દેવું ; દએ મહીના માટે નીચે મુજબ મીથ્ર કરવો : **દહેશ્ની દએ દાદાર્.**)

☛ **સાલ્ મુબારક્**—( જે ફસલી સાલના સાહેબ* હોય તે ઉપલા ૩૦ રોજના સીલસીલામાંના મીથ્ર સાથે લેવા. )

---

* જેમ રોજ માહ અને કબીસા માટે તેમ દરેક ફસલી સાલ જે દર જમશેદી નવરોઝ ( ઇંગ્રેજી તા૦ ૨૧ મી માર્ચ ) થી શરૂ થાય છે તે સાલ માટે દર સાલ કુદરતમાં એકેકી ફરેસ્તાઇ શક્તી ચોક્સ કાયદે મવક્કલ થાય છે. તેવણનો અમલ એક ફસલી વરસ સુધી રહે છે. ત્યારે એ કાયદા મુજબ તા૦ ૨૧ મી માર્ચ ૧૯૧૬ ના જમશેદી નવરોઝથી તા૦ ૨૦ મી માર્ચ ૧૯૧૭ સુધી ફસલી સાલના સાહેબ **બેહેરામ** યજદ હતા, અને તા૦ ૨૧ મી માર્ચ ૧૯૧૭ ના જમશેદી નવરોઝથી તે તા૦ ૨૦ મી માર્ચ ૧૯૧૮ ના વહીશ્તોઇશ્ત ગાથા સુધીનાં ફસલી સાલના સાહેબ **ખુરશેદ** યજદ હતા. ત્યાર બાદ ૨૧ મી માર્ચ ૧૯૧૮ ના જમશેદી નવરોઝથી શરૂ થતાં ફસલી

☞ **કબીસા મુબારક્‌**—(કબીસાના સાહેબ† હોય તે અહીં ઉપલા ૩૦ રોજના સીલસીલામાંના મીથ્ર સાથે લેવા.)

(અહીં ગેહ-રોજ-માહ-સાલ કબીસાનો મીથ્ર ખતમ થાય છે.)

---

☞ જો ગાથાના દીવસો હોય તો નીચે મુજબ યાદ કરવી:

**ગાહે મુબારક્‌ ગાહ**—(જે હોય તે ગેહના મરતબાના મીથ્ર કરવા.)

**રોજ નેક્‌ નામ, રોજ પાક્‌ નામ, રોજ મુબારક્‌, રોજ રોજી-દેહન્દેહ—ગેહ ગાથાબ્યો અહુનવદ્‌ ગેહ; ઉશ્તવદ્‌ ગેહ; સ્પેન્તોમદ્‌ ગેહ; વોહૂ-ક્ષથ્ર ગેહ; વહીશ્તોઇશ્ત્‌ ગેહ; ગેહ ગાથાબ્યો** (જે ગાથા હોય તે અહીં લેવો.)

**સાલ્‌ મુબારક્‌**—(જે સાલના સાહેબ* હોય તેનું નામ દેવું.)

**કબીસા મુબારક્‌**—(જે કબીસાના સાહેબ† હોય તેનું નામ દેવું.)

---

સાલ માટે **ખુરદાદ** અમશાસ્પંદ નેમાયલા હોવાથી તા૦ ૨૦ મી માર્ચ ૧૯૧૯ નાં સાલ સુધી તેવણની યાદ કરવામાં આવી હતી. હાલમાં ચાલુ ફસલી સાલના સાહેબ **અહુરમજદ** છે, જે આવતા જમશેદી નવરોઝથી તા૦ ૨૧ મી માર્ચ ૧૯૨૦ થી બદલાશે.

† કબીસાના તેમજ સાલના સાહેબ ચોકસ હીસાબી ગણત્રીથી શોધી શકાય છે, જે ગણત્રી હાલમાં મોજુદ છે. જેમ દરેક રોજ માહ અને સાલ ઉપર એકેકી ફરેસ્તાઇ શકતી મવક્કલ થયલી છે, તેમ ચાર ચાર વરસે પડતા કબીસા (Zoroastrian Leap-year) ઉપર એકેકી ફરેસ્તાઇ શક્તી ચોકસ કાયદે મવક્કલ થાય છે. એ કબીસાના સાહેબ દર ચાર ચાર વરસે નવા કબીસાથી બદલાય છે અને ચાર વરસ એકના એક સાહેબ રહે છે. હાલમાં કબીસાના સાહેબ તીશ્તર તીર યજદ છે, જે આવતા તા૦ ૨૧ મી માર્ચ ૧૯૨૦ ના જમશેદી નવરોઝથી બદલાશે.

(૫) જરથોસ્તી ઇલ્મે ક્ષ્નુમ શીખવે છે કે જરથોસ્તી દએન-માં રોજ-માહની ગણત્રી "**અર-વકત**" યાને વખતસરની ફસલો તથા હીંગામોના ભણતરો તથા ક્રીયાકામો માટે સૌથી ઘણી અગત્યની છે, અને આ બાબદ "રતુ-ક્રિતિ," યાને અર-વખતની બંદગી તથા "પઇતિ-ફ્રસાઓ" યાને "બંદગીને લગતી પુછપરછ" ના કાયદામાં સમજાવવામાં આવેલી છે. બારે મહીના-નો અનુક્રમ—ફ્રવરદીન મહીનો પહેલો તા૦ ૨૧ મી માર્ચથી જે વખતે ખુરશેદ "બુરૂજે હમલ" યાને મેષ રાશી (Sign of Aries) માં દાખલ થાય છે તે વખતેજ ગણાવો જોઇએ, અને સ્પંદારમદ મહીનો છેલ્લો યાને કુદરતી વરસની આખેરી-નો જે વખતે શમ્સ "બુરૂજે હુત" યાને મીન રાશી (Sign of Pisces) માં આવે છે તે વખતેજ ગણાવો જોઇએ. વળી જે પ્રમાણે બારે મહીનાઓ નવ આસમાનોના ઉરવાનો તથા અરવાહો અને જીસ્માની આલમો ઉપરની મવક્કલ શક્તિઓ ઉપરથી ગોઠવવા-માં આવ્યા છે, તેજ પ્રમાણે આખી સૃષ્ટિ-રચનામાં જે યજદો, ફરરોખ, દએ, મીનો તથા સાતે અમશાસ્પંદો, ખીશ્કારી બજાવી રહ્યા છે તેના કાયદા મુજબના સીલસીલા ઉપરથી ત્રીસે રોજનો અનુક્રમ (order) પણ, રચવામાં આવ્યો છે.

(૬) આ ત્રીસે રોજની ખીશ્કારી યાને દરેકનું પોતીકું કાર્ય (function allotted) કેવું બુલંદ હોવું જોઇએ, તે આ ત્રીસે રોજની સેતાયશના તરજુમા ઉપરથી આપણે સમજવાને શક્તિવાન થઇએ છીએ. જરથોસ્તી દએનમાં દરેક "યજદ," એક "ફરરોખ," દરેક "દએ," દરેક "મીનો," દરેક "અમ-શાસ્પંદ" ના જે "હુમત, હુખ્ત, હવરસ્ત" જુદા જુદા સમ-જાવવામાં આવેલા છે, તેનો એક સહેજ ઉપરટપકેનો ખ્યાલ

આ હાલમાં બચેલી સેતાયશો આપણુને આપે છે, અને આ જુદા જુદા "હુમત, હૂખ્ત, હવરસ્ત" ની બાબદ જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમને આધારે સમજ્યા પછી ઉરવનની "ઉરૂ" યાને વૃદ્ધિ (unfoldment) ની નેમને ખાતર,—ઉરૂવનને "હસ્તી" માંથી "નીસ્તી" તરફ, અને "નીસ્તી" માંથી પાછું "હસ્તી" તરફ લઇ જવાને વાસ્તે દાદાર હોરમજદના હમકારો, હમ-શરીકો, હમ-યારો, મદદગારો—કેવી કેવી રીતે કુદરતનાં જુદાં જુદાં ઠેકાણાંઓ અને સૃષ્ટિના ખાતાંઓ (Cosmic Departments) માં જુદી જુદી ખીશ્કારી યાને આપેલાં કાર્ય કરી રહ્યાં છે તે આપણા ધ્યાનમાં ઉતરી શકે છે. જેઓ યજદ અમશાસ્પંદોની હસ્તી અને હૈયાતી બાબે શક્ક લઇ જાય છે, તેઓને આ સેતાયશોનો તરજુમો ધ્યાનથી વાંચવાની અરજ કરવામાં આવે છે, અને ગેતીની દેખીતી "જીસ્માની" આલમ યાને ખાકી દુન્યા, તથા ગેતીની અણુદીઠ "અરવાહી" આલમ યાને રૂહાની દુન્યા, તથા અણુદીઠ "જીરમાની" આલમ યાને ગૃહોની હસ્તી તથા અણુદીઠ "મીનોઇ" આલમ,—આ ચારે આલમોની અંદરનો અણુદીઠ કારોબાર ચલાવનારી આ બધી મહાન કુદરતની શકિતઓ—Divine Intelligences—યજદો, ફરરોખ, દએ, મીનો તથા અમશાસ્પંદો કેવાં ચાલુ નીયમીત ખીશ્કારી યાને પોતપોતાને કુદરતે સોંપી આપેલું કાર્ય બજાવતાં રહ્યાં છે, તેનો કાંઇક ભાશ આ તરજુમો ધ્યાનથી વાંચનારાઓને મળી શકશે.

(૭) આપણા અસલ એકવીસ નસ્કમાંના રહી ગયલા છુટા છવાયા અવસ્તા કેવી રીતે પાજંદ ભણતરો સાથે વણી લેવામાં આવ્યા છે, તે બાબે "પાજંદ આફરીન" વાળી પહેલી

સીરીઝમાં "ગાહામ્બારની આફ્રીન" માં દરેક ગાહામ્બાર ક્યા મહીનાના ક્યા રોજે શરૂ થઇને ક્યા રોજે આખેર થાય છે, તથા દરેક ગાહામ્બારનો હીંગામ આખાં વરસમાં કેટલા કેટલા દીવસને આંતરે પડે છે, તેની અંદર આપણે જોયું છે. એજ પ્રમાણે આ સેતાયશોમાં પહેલા ભાગમાં જે પાંચમી સેતાયશ "**ચિથ્રેમ બુયાત્**" નામની છે તેની અંદર પણ બીજા ફકરામાં ફ્રવરદીન યશ્તના ૩૧ માં કરદામાંનો ભાગ જે ઘણાજ સરસ સ્તોત અને બુલંદ મીથ્રથી ભરપુર છે તે વણી લેવામાં આવ્યો છે, વળી તે ઉપરાંત એજ "**ચિથ્રેમ બુયાત્**" ના પહેલા ફકરામાં જે અવસ્તા વણી લેવામાં આવ્યા છે તે અવસ્તા હાલના બચી રહેલા કોઇબી અવસ્તામાં મળી શકતા નથી. આ ઉપરથી સહેલાઇથી અનુમાન નીકળે છે કે હાલમાં આપણી પાસે જે કાંઇ અવસ્તા છે તે અસલ અવસ્તાના મ્હાન મહેલનો એક ભાંગેતુટો ભાગ છે, અને ફક્ત જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમજ આપણને એ બાબદો નીયમીત રીતે (Consistently & systematically) સમજાવીને અસલ જરથોસ્તી દએનના બુલંદ બાદશાહી મીથ્ર–માંથ્ર–યસ્ન–રૂપી અખંડ આલીશાન "અયવાન" યાને મહાન મહેલનો દરેક રીતનો સૌથી દીલ–પઝીર ખ્યાલ આપે છે. "દોઆ નામ સેતાયશ્ન" માં "**ફ્રરહાંગાન ફ્રરહાંગ માંથ્ર સ્પેન્ત**" યાને "ઇલ્મોનો ઇલ્મ અવસ્તા માંથ્ર" છે—Avesta Manthra is the Science of Sciences—the Master-Knowledge—એમ જે જણાવેલું છે તે બીનાને "બનામે ઇજદ" નામની પહેલા ભાગમાંની બીજી સેતાયશનો પંદરમો ફકરો મજબુત ટેકો આપે છે. દરેક બસ્તે–કુસ્તીઆને યાદ રાખવું જોઇએ કે દાદાર હોરમજદ કહે છે કે—

**"બ દીન્ ઇ અવનાસ્ત અવીજેહુ માઝ્દયસ્નાંન પએદા અએદુન્ બ કરૂદમ કે હીચ્ ચીહુ નીસ્ત કે બ અવસ્તા અંદરૂ નીસ્ત!"**

"મેં નાશ નહી પામતી, પવિત્ર માજદયસ્ની દીન એવી રીતે પેદા કીધી છે કે એવી કોઇ ચીજ નથી કે જે અવસ્તામાં નહી હોય."

આ શબ્દો પહેલવહેલા વાંચ્યાથી કદાચ કોઇને એમ લાગશે કે આ શબ્દો ખોટું અભીમાન ઉશ્કેરનારા છે, પણ જેઓ જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમને આધારે માજદયસ્ની જરથોશ્તી દએનનો અભ્યાસ કરે છે તેઓ સારી રીતે સહેલાઇથી સમજી શકે છે કે જે ઉસુલ્યાતી "સ્તોત" યાને અહુનવરના નાદમાંથી ૧૦૦૧ સ્તોતના નાળાં થઇને આખી સૃષ્ટિ–રચનાને પેદા કરવામાં આવી છે તે ઉસુલ્યાતી "સ્તોત યસ્ન" ને કાયદે તમામ અવસ્તા રચી આપીને તેની અંદર આખી સૃષ્ટિ–રચનાનો કુલ્યાતી તેમજ જુજવાવી સ્તોત (Collective and Individual Vibration-Colour) જે આખી સૃષ્ટિ–રચનાની દરેકે દરેક ચીજની હૈયાતીનું મૂળ છે (the fundamentum universalis) તે "સ્તોત" નો કાયદો પુરેપુરો સમજાવવામાં આવ્યો છે. અવસ્તાના એકવીસ નસ્કની અંદર દેખીતી તેમજ અણદીઠ આલમોને લગતી દરેક બાબદના મૂળ કાયદા સમજાવવામાં આવ્યા છે, અને હાલમાં જે પશ્ચિમ તરફની સાયન્સને નામે નવાં જ્ઞાનની શોધ ચાલે છે, તે દરેક સાયન્સ, તેમજ હજી પશ્ચિમને નહી જણાયલી દરેક સાયન્સ તેની અસલ બુલંદીમાં મજદયસ્ની જરથોસ્તી દએનમાં સમજાવવામાં આવેલી છે, અને અવસ્તા માંહ્યના અસલ એકવીસ નસ્કની માહીતગારી

ધરાવનારા સાહેબો ઉપર જણાવેલી પાજંદ જબાનમાં તેથીજ ભાર મુકીને કહી ગયા છે કે "એવી કોઇ ચીજ નથી કે જે અવસ્તામાં નહી હોય." પણ આજે હીંદુસ્તાનમાં આપણી પાસે પહેલું તો અવસ્તાનો ભુકો ફક્ત થોડો ઘણો બચી રહ્યો છે અને વળી તેબી અવસ્તાનો ભાષારૂપી અભ્યાસ છતાં કોઇ સમજી શકતું નથી તેથી આપણે દુન્યાને જરથોસ્તી દએનની મોતેબરી ઇલ્મ્યતની બાબદમાં કેટલી બધી બુલંદ છે તે શાહદતરૂપે બતાવી શકતા નથી, એજ આપણી કમનસીબી છે.

(૮) આ સેતાયશોની અંદર કેવા બુલંદ મીથ્ર છે તેનો ખ્યાલ આ સેતાયશોના બારીક અભ્યાસ કરનારને આવી શકે છે. જરથોસ્તી તરીકત જે **અષોઈ** (Divine Orderliness) ના કાયદાઓ ઉપર રચાયલી છે, તથા જેમાં ઉંચાંમાં ઉંચી નીતી અને સચ્ચાઇના કાયદા સમાઇ જાય છે તે "અષહે ખાઓ" તથા "એરેજોઇશ ખાઓ" ની ડબલ તરીકતને લગતાં ઘણાં મરકજોના મીથ્ર આ સેતાયશોમાં મળે છે. "અષહે ખાઓ" એટલે કે અશોઇનું મૂળ તથા "એરેજોઇશ ખાઓ" યાને રાસ્તીનું મુળ,—આ બે મુખ્ય કાયદાઓ—અષહે ખાઓ, તથા એરેજોઇશ ખાઓનો અવ્વલ મરતબો—જરથોસ્તી દએનના ખાસ મૂળ સીદ્ધાંતો છે, અને દરેક બસ્તે-કુસ્તીઆને આ મૂળ કાયદાઓનો અભ્યાસ કરી ખરી દીશાએથી તે બાબે જ્ઞાન મેળવી વાકેફ થઇને, તે મુજબ ચાલવાની જીંદગીની દરેક પળે કોશેશ કરવી જોઇએ છે.

(૯) હવે આપણે સેતાયશોમાંના કોઇ કોઇ **બુલંદ મીથ્રો**ની ટુંક તપાસ લઇશું :—

૧. ગમે તે બને, ગમે તેવો બુરો જમાનો આવતો હોય, છતાં આપણા પોતીકા ખુદાની મારફતે દાદાર હોરમજદની સેપાસ

અને શુક્ર કરવાનો નિયમ સેતાયશોમાં શીખવવામાં આવ્યો છે, અને આ નિયમ અમલમાં મુકયાથી આપણે તેના ઇન્સાફના કાયદાની પીછાણ કરયે છીએ, અને આપણા બાબમાં જે કાંઇ સારા યા ખરાબ બનાવ બને છે તેમાં આપણોજ કાંઇ કસુર હોવો જોઇએ તથા કુદરત તે માટે જોખમદાર નથી, એમ "કેશાશ" નો "પઇત્યોગેત" નો કાયદો આપણે શુક્રગુજારીના નિયમથી પીછાણતાં શીખ્યે છીએ.

૨. પતેત પશેમાનીમાં જે "દરાયાંન–જોએશ્ની, દરાયાંન ખુરશ્ની" નો ગુનાહ જણાવ્યો છે, તે "બોલતાં બોલતાં ખાવા પીવાનો" ગુનાહ કરવાનો સંભવ નહી ઉભો થાય તેને ખાતર સેતાયશમાં "બાજ ધરીનેજ ખાવાના ફરમાન" ઉપર ભાર મુકવામાં આવ્યો છે. મુંગે મહોંડે બાજ ધરીને ખાધાપીધાથી શરીરને તથા મનને તથા આત્માને કેવી રીતના ફાયદા થાય છે તે જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમના સાયન્તીફીક કાયદાથી બારીકીથી સમજાવવામાં આવેલું છે, અને તેથી "વાજ ખુર, ન દરાયાંન" એટલે "બાજથી મુગે મહોડે ખાવું, નહી કે બોલતાં બોલતાં" આ નિયમ સેતાયશોમાં શીખાડેલો છે.

૩. વળી જે જરથોસ્તી તરીકતનો પહેલો નિયમ "મીથ્ર" યાને વીચારને હમેશાં ભલાઇ તથા અશોઇ અને નેકીની લાઇન ઉપરજ રાખવા બાબે આપવામાં આવેલો છે તે નિયમ ઉપર આ સેતાયશોમાં ભાર મુકવામાં આવ્યો છે. "મનશ્ને ખીશ આવાયસ્ત ફ્રારૂન" યાને "મારા પોતાના મીથ્ર હમેશાં નેકી નીતીને લગતાજ હોવા જોઇએ"—આ કાયદો આપણે હમેશાં ધ્યાનમાં રાખવાની જરૂર છે.

૪. "નમાઝ-ઇ-દાદાર્ અહુર્મઝદ્" નામની પહેલીજ સેતાયશનો છટ્ઠો ફકરો ગુજરેલાં અનુશેહ-રવાંનો માટે મીશ્ર કરવા માટે ઘણોજ મુબારક રીતે લખાયલો છે. હાલમાં કોઇબી ગુજરેલાં ઉરવાનને યાદ કરતાં **"બેહસ્તી"** યા "બેહસ્ત-નશીન" શબ્દ વાપરવામાં આવે છે, પણ ઇલ્મ્યતથી જોતાં તે ઘણું અઘટીત છે. "બેહસ્તી" યા "બેહસ્ત-નશીન" યા "જીનત-ગુઝીન" એટલે "બેહસ્તમાં જઇ પુગેલાં યા બેઠેલાં" એમ અર્થ થાય છે, અને અહીંનાં સાધારણ ઉરવાનો જેઓ "દુજખ થનારાં" યાને તનાસખ (ફરી જન્મ) પામનારાં છે તેઓને "બેહસ્તી" યા "બેહસ્ત-નશીન" શબ્દ લાગુ પાડવો એ ઘણું ગેરવાજબી અને 'દરૂગ' (યાને જુઠ્ઠું) છે. **"બેહસ્તી"** યા "બેહસ્ત-નશીન" નો ખરો અર્થ "હસ્તીમાં દાખલ થયલાં ઉરવાનો" એમ થાય છે, અને જે ઉરવાનો આ ખનીરથબામી હમેશની છોડી, શશ યાને છ કેશ્વરોમાં વસ્તાં હોય, તેઓને પણ "બેહસ્તી" યા "બેહસ્ત-નશીન" કહેવાઇ શકાય નહીં, પણ ફક્ત **"બેહશ્ત-બહેરેહ"** તરીકેજ તે અરવાહીમાં આગળ તેહ કરતાં ઉરવાનો ઓળખાય છે, જ્યારે આ ખનીરથબામી ઉપર પાછાં જન્મનારાં ઉરવાનોને માટે "બેહશ્ત-બહેરેહ" શબ્દ પણ ઇલ્મ્યતથી વાપરી શકાય નહીં. આ બાબદ સમજવા માટે "વીસ્પ હુમત" ની બુલંદ બંદગીમાંના અવસ્તા શબ્દો "વહિસ્તૅમ્ અહૂમ્" (યાને સૌથી શ્રેષ્ટ જીંદગી), તથા "અચિસ્તૅમ્ અહૂમ્" (યાને સૌથી ખરાબ હૈયાતી) ની તાવીલ સ્તોત યસ્નને કાયદે સમજ્યાથી આ બાબદ ઝટ ધ્યાનમાં ઉતરી શકશે. જરથોશ્તી ઇલ્મે ક્ષ્નૂમ મુજબ આખી સૃષ્ટિ-રચના ચાર આલમોની બનેલી છ, જેઓનાં નામ "મીનોઇ," "જીરમાની," "અરવાહી" અને "જીસ્માની" આલમ (યાને હાડમંદ દુન્યા)

છે. સૌથી શ્રેષ્ટમાં શ્રેષ્ટ "મીનોઇ આલમ" કુદરતની તમામ મહાન નુરી શક્તિઓ માટે છે, જ્યારે ઉરવાનો માટે નિરમાણુ થયલી "શ્રેષ્ટ હાલતની આલમ" (વહિસ્તૅમ્ અહૂમ્) તો 'જીરમાની આલમ' છે. ત્યારે જે ઉરવાનો આ ખનીરથબામી પસાર કરી, દાદારે ગેહાંનમાંથી આગલ વધી, શશ કેસ્વરોમાં તેહ કરી, છેક છેવટે "મીનો કરંકા" આગલ "ખએત્વદથ" થઇ (પોતાના ખુદામાં 'મર્જ' થઇને યાને મળી જઇને), જીરમાની આલમમાં જેવાં દાખલ થાય છે કે તેઓ "બેહસ્તી" યા "બેહસ્ત-નશીન" ('હસ્તીની સૌથી શ્રેષ્ટ હાલતને પુગેલાં') ખરેખર ગણાય છે. "અચિસ્તૅમ્ અહૂમ્" (યાને ઉરવાનો માટે સૌથી ખરાબ હૈયાતી) માં બન્ને નીસ્તીની "અનાસરી" આલમો—અરવાહી તથા જીસ્માની આલમ—ને લીધેલી છે. તેથીજ નીસ્તીનાં બધાં ઉરવાનો—પછી તેઓ આ ખનીરથબામી ઉપર હોય કે 'શશ' (૭) કેસ્વરોમાં હોય તે બધાં નીસ્તીનાં ઉરવાનો માટે "બેહસ્તી" શબ્દ વાપરી શકાય નહીં. વળી, નીસ્તીની હાલતમાં જે ઉરવાનો આ ખનીરથબામી છોડી દઇ, 'જઝા' નાં ઉરવાનો (એટલે કે તરીકત પાળતાં થયલી ચોકસ કસુરોને લીધે "વરજમી" ઉપર થોભી સખતાઇથી "દાદારે ગેહાંન" પામનારાં ઉરવાનો) તથા "દહમ ઉરવાનો" (યાને સીધાં "દાદારે ગેહાંન" માં જનારાં ઉરવાનો) તરીકે "શશ" કેસ્વરોમાં તેહ કરે છે તે બધાં ઉરવાનોનેજ જેમ આ સેતાયશમાં જણાવ્યું છે તેમ **"બેહરત-બહેરેહ"** (યાને "બેહસ્ત" નો 'બહેરેહ' યાને ફાળો પામનારાં ઉરવાનો) કહેવાઇ શકાય, કારણકે તેઓ "બેહસ્તી" હાલતે પુગવા માટે લગોલગ આવેલાં ગણાય છે. 'સજા' નાં દુજખ થનારાં યાને

આ ખનીરથબામી ઉપર ફરી જન્મનારાં ઉરવાનોને કદાચ પ્યાર-ની લાગણીથી તેઓનાં કુટુંબની તસલ્લીને ખાતર તથા સભ્યતા-ને ખાતર "બેહસ્ત–બહેરેહ" તરીકે બોલાવી શકાય, જો કે ઇલ્મ્યતથી જોતાં તેબી વાજબી નથી. આવાં 'સજા' નાં આપણાં જેવાં ઉરવાનો જેઓ ગુજર પામેલાં હોય તેઓને બધાંને "**અશો ફ્રોહરો**" તરીકે બોલાવવાં સૌથી સરસ છે.

આ આખો છટ્ઠો ફકરો મહોંડે રાખીને તેનો અર્થ ધ્યાન-માં લઇને ગુજરેલાં ઉરવાંનો માટે લોબાન મુકતી વખતે, યા કોઇનીબી બાજરોજગારના દીવસે દરેક ગેહમાં ખાસ યાદ કરતી વખતે, યા દરરોજ સહવારે ઓછામાં ઓછું એક વખતબી ગુજરેલાં વહાલાંઓને યાદ કરવા માટે એ ફકરાના મીથ્ર ઘણાજ ઉપયોગી અને આશીશદાયક થઇ પડશે.

૫. વળી કુસ્તી બાંધતી વખતે જે બે "યથા" ભણતી વખતે મીથ્ર કરવા માટે ઇલ્મે ક્ષ્નૂમમાં સમજાવવામાં આવ્યું છે તેવાજ મીથ્ર "બ–નામ–ઇ–યજદ" નામની બીજી સેતાયશના બીજા ફકરામાં મળે છે. પહેલો "યથા" ભણતાં કુસ્તી બાંધતી વખતે તે સાહેબ એકજ 'કવી–ઉલ–કવી' છે. અને "હસ્તી" થવાનીજ છે એવા મીથ્ર કરગે છીએ. તથા બીજે "યથા" ભણતાં કુસ્તી બાંધતી વખતે વખ્શુરે વખ્શુરાન રમ્જ–ગો અહુરાના અશો સ્પિતમાન જરાતોસ્ત સાહેબ તેના એકલા મોકલેલા પેગામ્બર સાહેબ છે, અને તેવણના અકવાલ ઉપર હું બેશક સાબેત મીથ્ર રાખું છું એમ મીથ્ર કરવામાં આવે છે, તેજ પ્રમાણે "બનામે યજદ" સેતાયશનો બીજો ફકરો આપણી **આસક્ષ બે બુલંદ મીથ્રનાં મરકજો રજુ કરે છે.**

૬. ઉરવનનો "શરીફ" યાને ચહડતો મરતબો એટલે મરદ, અને "ખસીસ" યાને ઉતરતો મરતબો એટલે સ્ત્રી, એવા બે મરતબા થયલા છે, અને જયાંસુધી ઉરવનનો "ખએતોદથ" થાય નહી ત્યાંસુધી દરેક જન્મમાં મરદ, મરદ તરીકેજ જન્મ લેયા કરે છે, તથા સ્ત્રી, સ્ત્રી તરીકેજ અવતરે છે, તે બાબે મજબુત મીથ્ર "બનામ–ઇ–યજદ" સેતાયશના ચોથા ફકરામાં આપેલા છે.

૭. વળી એજ ફકરામાં મીથ્ર સાથે બંદગી કરનાર "યશ્ત–ગર" યાને મીથ્ર–માંથ્ર–કારદાનીથી "યઝ" થનાર છે, એવો જે એકરાર છે, તે આપણને પતેત પશેમાનીના પાંચમાં કરદામાં "અવસ્તા ૫–ચ મનશ્ની ન ગોફ્તન" યાને 'અવસ્તા મીથ્ર સાથે નહી ભણુવા'ના ગુનાહની એક મરતબે યાદ આપે છે. આ ઉપરથી આપણે સમજી શકયે છીએ કે અવસ્તા માંથ્રની તેની સાથના મીથ્ર યાને વીચારો ઉપર ધ્યાન આપીને બંદગી કરવામાં આવે તોજ તેની મનમાનતી અસરનો ફાયદો આપણને મળી શકે છે.

૮. એજ સેતાયશના પાંચમાં તથા સાતમાં ફકરામાં આ દુન્યામાં આપણે શા માટે જીવ્યે છીએ તે બાબે સવાલો આપવામાં આવ્યા છે, અને આ સવાલો દરરોજ સહવારના ઉઠતાંને વાર તથા રાતે સુતી વખતે આપણે પોતીકાં મનને પુછીને પોતીકી અંતર–પરીક્ષા (Self-examination) લેવાની આપણી ફરજ છે. એ બે ફકરા ટુંકમાં એટલું શીખવે છે કે પૈસો એકઠો કરવા કે દુન્યવી મોજશોખ અને એશઆરામ કરવા માટે આપણે જીવતાં નથી, પણ ઉરવાંનને ખીલવવા માટે, ઉરવાંનને પેલી જહાનમાં સુખ આપવા માટેની અણુદીઠ દોલત જે ભલી "કેરદાર"ની છે તે "કેરદાર"ને મીથ્ર, માંથ્ર તથા

અશોઇની તરીકતથી ઝળકતી કરવાને વાસ્તે અહીં આપણે જન્મ લીધો છે, અને તેથીજ છઠ્ઠા ફકરામાં યાદ આપવામાં આવે છે કે બાપદાદાઓ જેઓ મરી ગયા છે તેઓ કંઇબી દુન્યવી દોલત પોતાની સાથે લઇ જવાને શક્તિવાન થયા નથી.

૯. ખુશાલી કે ગમગીની હરેક બનાવ વખતે મનને સમતોલપણામાં રાખવાનો કાયદો એજ સેતાયશના આઠમાં ફકરામાં શીખવવામાં આવ્યો છે. "બ હર્ ચે રસીદ્, ખુશ–મનશ્ને વ સેપાસ્–દાર્ બેદ્"—'જેબી કંઇ બન્યું હોય તેથી ખુશ–મનના તથા શુકર કરનાર થવું'—આ કાયદો કુદરતના ઇન્સાફી "કેશાશ" ના કાયદાની યાદ આપે છે, અને ભલું કે બુરૂં જે કંઇ આપણા બાબમાં બનવા પામે છે તેને માટે આપણે પોતે જોખમદાર છીએ. આ વીચાર રાખીને ધીરજ, સબુરી તથા શુક્રગુજારીનો નીયમ અખત્યાર કરવાની આપણી ફરજ છે.

૧૦. જે "અષીશ્વંઘહ–પારેન્દી" ના કાયદા તરીકે ઇલ્મે ક્ષનૂમમાં ઓળખાય છે તે કાયદો યાને બીજાઓ સાથના વહેવારનો કાયદો—આપલેનો કાયદો—અરસપરસની મહેરબાનીનો કાયદો—એજ સેતાયશના આઠમાં ફકરામાં તેમજ પંદરમાં ફકરામાં એમ બે વખત બતાવવામાં આવ્યો છે. "આન–ચે બ ખીશ–તન ન શાયદ બેદ, ૫ હીચ કસ મ–કુનીદ"—જે કંઇ તમારા પોતાના બાબમાં થયલું લાયક નહી હોય તે બીજા શખ્સના બાબમાં કરતા ના—"Do unto others as you would that they to you should do," આ સોનેરી નિયમ જેને લગભગ બધા મોટા ધર્મોમાં ખાસ માન આપવા ફરમાવેલું છે, તે નિયમ જરથોસ્તી દએનના કેશાશને લગતા "અષીશ્વંઘહ–પારેન્દી" ના એક કાયદાની અગત્યની શાખા તરીકે ઇલ્મે ક્ષનૂમમાં શીખવવામાં આવ્યો છે.

૧૧. બંદગી કેઈ ભાષામાં કરવી આ સવાલનો જવાબ આ સેતાયશના આઠમાં ફકરામાં ટુંકમાં આપી દેવામાં આવ્યો છે. "અવસ્તા ખાંન બેદ" યાને 'અવસ્તા ભણનાર થજો'— ગુજરાતી, ઇંગ્રેજી, ફ્રેન્ચ કે જરમન ભાષામાં બંદગી નહી, પણ અવસ્તા માંથ્રનાજ પવીત્ર કલામો ભણવા આ અસલ કાયદો શીખવવામાં આવ્યો છે. અવસ્તાના પવિત્ર માંથ્રની અસરો "સ્તોત યસ્ન" ને કાયદે કેવી રીતે મળી શકે છે તે બાબે આ અદના લખનારે ડૉ○ ધાલાની ચોપડીની તપાસ લેતી વખતે જે "અસલી અને હાલનો જરથોશ્તી ધર્મ" એવે નામની ઇંગ્રેજી ભાષામાં કેતાબ બહાર પાડી છે તે વાંચવા માટે ભલામણ કરવામાં આવે છે.

૧૨. રવાનની વૃદ્ધિને ખાતરજ દરેક ચીજ કરવી આ કાયદો ૯, ૧૦ તથા ૧૧ માં ફકરાઓમાં એજ સેતાયશમાં શીખવવામાં આવ્યો છે. હોરમજદ પાસેથી માફી માંગીને તેની મહેરબાની મેળવવી હોય તો તમારે "કેરફે" અને "હવરસ્ત"ના અશોઇની તરીકતને લગતાંજ કામો કરવાં. જેઓ એક હાથ ઉપર 'પતેત' ભણી, ગાલ ઉપર તમાચા મારી, બીજા હાથ ઉપર અપ્રમાણીક જીંદગીમાંજ દીવસો કાઢે છે તેઓ કદીબી માફી મેળવી શકતાં નથી. ઇલ્મ્યતથી બોલ્યે તો કુદરતમાં 'માફી' (યાને એક ગુનાહ કીધો તો તેની તોજેશ કરી તે ગુનાહની અસરમાંથી મુક્તિ) જેવી ચીજ છેજ નહી. જો એક શખ્સે ૧૫ આના ને ૧૧ પાઇ જેટલો સવાબ કીધો હોય ને ફક્ત ૧ પાઇ જેટલો મઇસરખોબી ગુનાહ કીધો હોય, તો તે ગુનાહ 'માફ' (Cancelled) થતો નથી, પણ તે ગુનાહની અસર પણ તે પુર–સવાબી શખ્સને કુદરત લાયક વખતે પુગાડે છે. કુદરતથીજ બારીક ઇનસાફ છે, અને

"જીજીષ્યેઇન્તી" યાને "લાયકને લાયક હોજો—પછી બુરાંને બુરૂં, અને ભલાંને ભલો બદલો" નો કાયદો 'ઉલવુજુબ' અચુક પડેલો છે. કાર્યો હમેશાં દાદાર **અહુરમજદની** ખરી બીકથીજ કરવાં; રવાનના છુટકારાને ખાતરજ કાઇબી કામ કરવું; તે કામને ખાતરજ કામ કરો; નામને ખાતર કે બીજી મતલબને ખાતરનાં કામો ના કરતાં; તથા માબાપ, વડીલો તથા આપણાથી ઉતરતાંઓ તરફ કેવી રીતે તમીઝ, માન તથા ફરમાનબરદારીથી રહેવું તે બાબે ખાસ ધ્યાન ખેંચવામાં આવ્યું છે.

વળી જેમ ગાથા ૩૧; ૨૦ માં "દુશ-ખરૅથ્મ" યાને બદ ખોરાક તથા "ખાઇશ શ્યઑથ્નાઇશ દએના" યાને પોતીકા કેરદાર બાબે બોલવામાં આવ્યું છે; જેમ ગાથા ૪૬; ૧૧ માં "અકાઇશ શ્યઑથ્નાઇશ" યાને બદ કેરદાર વીષે ઇશારો કરવામાં આવ્યો છે; જેમ ગાથા ૫૩; ૬ માં "દુશ-ખરે-થ્રેમ" યાને બદ ખોરાક બાબે બોલવામાં આવ્યું છે, તેજ પ્રમાણે "બનામ-ઇ-યજદ" સેતાયશમાં દશમા ફકરામાં "ખુરશ્ને ખુશ" યાને મજેનો ખોરાક તથા "કેરદારે નેક" યાને ભલી કેરદાર માટે ભાર મુકીને કહેવામાં આવ્યું છે. ધુપ-સારણાની નીરંગમાં તથા ગાહામ્બારની પાવીની આફરીનની અંદર સેવટે જે મીશ્ર આવે છે તેને લગતી આ બાબદ હોવાથી તે ઉપર ધ્યાન આપવાની જરૂર છે. ત્યાં કહેવામાં આવ્યું છે કે "જેઓએ બદ ખોરેહને લગતો ખોરાક ખાધો હોય તેઓ પાછાં માજદયસ્ની દીનમાંજ જન્મ પામે." એટલે કે "જેઓની કારદાની અશોઇને લગતી નહી હોય તેઓ પાછાં આ દુન્યામાં જન્મ પામતી વખતે માજદયસ્ની દીનના થઇનેજ આવે." આ

ઉપરથી ખુલ્લું સમજ પડી શકે છે કે જો જરથોસ્તી દીન મુજબ પુનર્જન્મ કોઇએબી નહીજ પામવો હોય તો તે ભલી દીનમાં જે "ખુશ ખોરાક" અને "નેક કેરદાર" ને લગતી અશોઇની તરીકતોના કાયદાઓ આપવામાં આવ્યા છે તે કાયદાઓ મુજબ જીંદગી ગુજારવી, અને નહી તો કે જો "બદ-ખોરાક" ને લગતી "બદ-કેરદાર" એકઠી કીધી હશે, તો ઉપર જણાવેલા ગાથા, તેમજ પાજંદ ધુપસારણા તથા ગાહા-મ્બારની પાવીની આફ્રીન મુજબ આ દુન્યામાં પાછો જન્મ લેવોજ પડશે.

૧૩. એજ સેતાયશમાં સેવટે જે પાંચ ચીજો જણાવી છે તે દરરોજ આપણા મીથ્રમાં રાખવી ઘણીજ મુબારક છે—

(૧) હોરમજદ તથા અમશાસ્પંદોની હસ્તી+બહેશ્ત+દુજખ+સૌથી છેલ્લી શારીરીક હાલત+ચીન્વદ પુલનો હીસાબ+અહેરેમન તથા દેવો અને દરવંદોની નીસ્તી.

(૨) રાસ્તી અને સચ્ચાઇ.

(૩) શુક્રગુજારી.

(૪) નરમાશપણું અને તમીજ.

(૫) બીજાંની લાગણીનો ખ્યાલ.

૧૪. બદ લોકો જેઓ આપણુને ચાલુ હેરાન કરતાં હોય તેઓ માટે આપણે પોતે તેમને નુકસાન કરનારા મીથ્ર કરવા નહી, પણ આપણુને પોતાને તેઓના મીથ્રથી બચાવવા માટે જે મીથ્ર રાખવા જોઇએ તે મીથ્ર "સેપાસ-ઇ-અકેનારેહ" નામની સેતાયશના ચોથા તથા પાંચમાં ફકરામાં આપવામાં

આવ્યા છે. ત્યાં એવું દેખાડવામાં આવ્યું છે કે જો બદ વીચાર-ના કપટી કીનાખોર લોકો આપણાં શરીરને નુકસાન કરવામાં ફાવી જાય, તો પણ તેઓ આપણને બદીમાં નાંખીને આપણાં રવાનને નુકસાન નહી કરે એવા મીથ્ર કરવા, અને તેઓની બુરાઇ તેઓની પોતાની ઉપરજ મહેર યજદના "પઇત્યોગેત" (reaction) ને કાયદે—"પ્રતીફળ" ને કાયદે આવી પડે એવા મીથ્ર આપણને શીખવવામાં આવેલા છે. આ મીથ્ર ઉપ-રથી ગાથા ૪૩; ૫ માં જે "અકેમ અકાઇ વંઘઉહીમ અષીમ વંઘહઓવે" યાને બુરાને બુરૂં, તથા ભલાંને માટે ભલાઇ-નો બદલો—આ કાયદો જે તેના અગણીત ઇન્સાફનો અચુક પુરાવો છે તેનો ઘણો સરસ ખ્યાલ આપણે લઇ શકયે છીએ. આ ગાથાના કાયદાને જરથોસ્તી ઇલ્મે ક્નૂમમાં "જીજીષ્યેન્તી" યાને "લાયકને લાયક મલો—ભલાંને ભલું ને બુરાંને બુરૂં"—એવું નામ આપવામાં આવેલું છે.

૧૫. વખ્શુરે વખ્શુરાન રમ્જ-ગો અહુરાના અશો સ્પિત-માન જરાતોસ્ત સાહેબને આપણા જેવી સાધારણ અક્કલવાળા એક સામાન્ય આદમી તરીકે જેઓ કહેવાડવા નીકળે છે તેઓનું લક્ષ "નામ-ઇ-ખાવર" નામની સેતાયશના ચોથા ફકરામાં જે સૌથી પહેલો દરજ્જો અને મરતબો દીન સમજાવનારાઓમાં તેવણ સાહેબને આપવામાં આવ્યો છે તે ઉપર ખેંચવાની જરૂર છે. ગાથા, ફ્રવરદીન યસ્ત, વંદીદાદ તથા યજશ્નેના અવસ્તા લખાણોમાં તેવણ સાહેબના ઉરવનનો દરજ્જો તથા મરતબો યજદો કરતાં ચહડયાતો અને અમશાસ્પંદોની બરાબર કેવી રીતે ગણવામાં આવ્યો છે તે બાબે આ અદના લખનારે પોતાની ઇંગ્રેજી કેતાબ "Zoroastrianism Ancient and Modern" ની અંદર લંબાણથી દર્શાવેલું છે તેનો જરૂર ધ્યાનથી અભ્યાસ કરવાને આગ્રહ કરવામાં આવે છે.

૧૬ "ચિથ્રેમ્ બુયાત્" ના ત્રીજા ૪કરામાં લગનના ગાંઠની મોતેબરી તથા અગત્યતા ઘણી સુંદર રીતે દર્શાવવામાં આવી છે.

અવસ્તા, પહેલવીજ નહીં પણ પાજંદ લખાણો વટીક રમ્જ—યાને ભેદમાં લખાયલાં છે, અને અસલી એકલી લાયક 'મુક્તાહ' જે જરથોસ્તી ઇલ્મે ક્નુમ છે તે લગાડયા વગર અસલ અવસ્તા, પહેલવી કે પાજંદ લખાણો, ફકત સપાટી ઉપર-ના તરજુમાઓ ભાષા—શાસ્ત્રને આધારે કરયાથી, તેનાં અસલ સ્પીરીટમાં કદીબી ઉકેલાવી કે સમજી શકાવાનાં નથી. દાખલા તરીકે, ઉપલી સેતાયશના ત્રીજા ફકરાના છેલ્લા ભાગમાં જે "યજદો" નો ઇસારો છે તે ત્યાં "ફરેસ્તાઓ" તરીકે નહીં પણ "અસરે રોશનીની શકિતઓ" તરીકે લીધો છે, જ્યારે એજ સેતાયશના છઠ્ઠા ફકરામાં "યજદની જાહેર આફ્રીન" જણાવી છે તે તો દરેક બસ્તે—કુસ્તીઆંને જીવતાંજીવત કરવાની એક સૌથી બુલંદ જરથોસ્તી ધર્મ—ક્રીયા—"**યસ્ને—પાસ્તા**" નો ઇસારો છે, કે જે "યસ્ને-પાસ્તા" ની સૌથી બુલંદ ક્રીયા આપણામાંથી જમાનાના દૌરને લીધે જાહેરમાંથી તદન ભુલાઇ ગઇ છે, જો કે ખુદાના હુકમથી "યસ્ને—પાસ્તા" નું બુલંદ નામ-નિશાન આ "ચિથ્રેમ્ બુયાત્" ના છઠ્ઠા તથા સાતમાં ફકરામાં હજી સુધી જળવાઇ રહ્યું છે.

આ "યસ્ને—પાસ્તા" શું ક્રીયા હતી તે ભવીશમાં ખુદાના ચાહવાથી જાણવા પામીશું.

"આફ્રીન—ઇ—પયદા—ઇ—યજદ" યાને "યજદી શકિતને બરપા કરવાની આફ્રીન" યા તો "પયદા" શબ્દ પહેલવીની મુક્તાહથી ઉકેલાવીને વાંચ્યે તો "પસ્તા"—"પાસ્તા" ની મુરાદ નીકળે છે.

"ચિથ્રેમ્ બુયાત્" ના સાતમા ફકરામાં આ "યસ્ને-પાસ્તા" બાબે કહેવામાં આવ્યું છે કે દરેક જરથોસ્તીઓ હાથે જાતે પોતાના "પાસ્તા" કરે તો તે ઘણુંજ મુબારક અને સરસ થઇ પડે, અને બીજાંઓ પાસે પોતાના "પાસ્તા" કરાવે તો તેથી ઉતરતું ગણાય—એવી "જીજીબ્યેઇન્તી" ના કાયદાની તે ફકરામાં યાદ થઇ છે.

એજ મુજબ, "ચિથ્રેમ્ બુયાત્" ના ચોથા ફકરામાં જે નીચલી દુવા આવે છે કે "તમો ભલાંઓ જેઓ હમેશાં ખુશા-લીમાં અને ધાર્મીક-કામમાં ભેળાયલાં છેઓ, તેથી તમોને માથાં ઉપર બાલ, તમારા હાથમાં શરબત ને જામ, તમારી બાજુમાં સ્પર્મ (ફુલનાં નામ ઉપરથી), તમારા કાનમાં બાલી, તમારા દોસ્તો સાથે બેસનારા તરીકે ખુશાલ હોજો!"—તે દુવાની અંદર બાતેની શક્તિઓનો રમ્જ છે; જેમ જો નહીં હોય તો આવો જાહેરી તરજુમો ફકત હસ્વાજોગ અને બીહુદો થઇ પડે છે, એમ કોઇબી ખુલ્લાં દીલનો મુનસફ-મીજાઝી ભાષાશાસ્ત્રી કબુલ કરશે. ત્યારે શું આવી તદન સુંદર અને શ્રેષ્ટ સેતાયશો-ના બુલંદ લખાણોમાં આવું હસ્વાસરખું લખાણ પાછલથી ઘુસાડવામાં આવ્યું છે? આપણે તેમ માનવાની ના પાડીશું, કારણકે એક પાજંદ આફ્રીનમાં—"આફ્રીન-ઇ-નામે બુજોર્ગાન" માં પણ ક્રીયા કરાવનાર ફરમાયસ્નેને દુવા ચાહતાં, શરબત, ફુલ, વીગેરે-ની ત્યાં પણ યાદ લીધી છે, અને ખુદ અવસ્તામાં આવાં યજદનાં વર્ણનમાં આવાં યસ્તમાં તેવણની "બાલી" વીગેરેની પુષ્કળ રમ્જમાં યાદ આવેલી છે, કે જેમાં વળી જુદોજ ભેદ છે.

વળી આ પાજંદ સેતાયશોમાં એકના એક શબ્દો છુટે છુટા (Literal) અર્થમાં તેમજ અલંકારમાં વપરાયલા મળે છે: જેમકે, "ખુરસ્ને ખુશ" યાને "મજેહનો ખોરાક" નો

અલંકારીક ઉપયોગ આપણે આ કેતાબમાં ઉપર પાને ૩૭ મે નોટ નં૦ ૧૨ માં બરાબર જોયો છે,. જ્યારે એજ "બનામ-ઇ-યજદ" સેતાયશનાં છઠ્ઠા ફકરામાં સાધારણ છુટેછુટા અર્થમાં ઉપલા શબ્દોને લીધેલા છે: એ ફકરામાં એ નસીહત દેવામાં આવી છે કે દાનાવોનું કહેવું છે કે હમેશાં ખાવા માટે નાન અને પીવા માટે પાણી શોધવું યાને સાદામાં સાદો ખોરાક લેતાં શીખવું અને શુકરાના કરવા, અને એક આબેદીના ઉમેદવારે ભારી લહેજતદાર મીષ્ટાનોનો કદી અભખરો ધરાવવો નહીં. આ ફકરામાં "નાન" શબ્દ વાપરીને ઘણું ટુંકમાં સાદા નિર્દોષ વેજીટેરીયન જરથોસ્તી ખાણાંની મજબુત સીફારસ કરવામાં આવી છે.

"ચિથ્રેમ્ બુયાત્" ના ત્રીજા ફકરામાં જે "એકસો ને પચાસ" વરસનો ઇસારો છે તે અહીંના એક કેશારી ઉરવાનને મરણ બાદ તનાસખ યાને પાછો જન્મ લેતાં (દુજખ થતાં) ઓછાંમાં ઓછાં આશરે ૧૪૪ વરસ લાગે છે તેનો ઇસારો છે. અને ત્યાં જણાવેલું "સોશ્યોસનું પેવંદ" તે કોઇબી "મહાન ફરેસ્તાઇ શક્તિની બાંહેધરી" (વસીલા) માટે ઇસારો છે, કે જેને "પાસ્તા" નો ફરેસ્તો પણ કહેલો છે.

૧૭. "ચિથ્રેમ્ બુયાત્" નામની જે સેતાયશ છે તેની અંદર જે અવસ્તા વણી લેવામાં આવ્યા છે તે બાબે આ દીબાચામાં આગલ પાને ૨૭ મે ઇશારો કરવામાં આવ્યો છે.

૧૮. આ સેતાયશની અંદર ઉરવનની વૃદ્ધિને માટે જે પુષ્કળ મુબારક મીથ્ર આપવામાં આવેલા છે, તેમાં જરથોસ્તી દીનની તાજેહગી અને સુધારો કરવા બાબે જે મીથ્ર ચોથા તથા પાંચમાં ફકરામાં છે તે દરેક બસ્તેકુસ્તીઆને દરરોજ પુર જોશથી કરવાની જરૂર છે.

હાલના હાસમી જમાનામાં જે ત્રણ મહાન "રાઇનીદાર" સાહેબો—જરથોસ્તી દએનને આરાસ્તે કરનારા સાહેબો—આ ખનીરથબામી ઉપર આવવાના છે,—જેઓ **શાહ વરજાવંદ (બેહેરામ), હોશેદર માહ,** અને **હોશેદર બામી,** અનુક્રમે ખુર (રવી), તારદ (બુધ) તથા દએ (ચંદ્રમા) ની વજીરાતોમાં એ ત્રણે વજીરાતોમાંની દરેકને લગતી દએની કોટવાલીમાં જન્મશે—તેઓમાંના પહેલા બે મહાન સાહેબોની જાનફેશાનીભરી યાદ તેમજ તેઓના મદદગાર ગોહયા **પેશોતન** જેઓ શાહ કએ ગુસ્તાસ્પના દીકરા થાય છે અને જેઓને વખ્શુરે વખ્શુરાંન સાહેબે દહમ-આફ્રીતી (યાને ખાસ અવસ્તાઇ નીરંગ પઢી દીધેલી શ્રેષ્ટ દુવા) ની બરકતથી "અમર્ગ-રવાંન" બનાવ્યાં હતાં, એટલે કે પેશોતન "રાઇનીદાર" તરીકે, હમેશાં સઓ-ષ્યન્ત તરીકે અહીં આવ્યા કરશે, તે **પેશોતન**ની પણ માન-ભરી યાદ "નામ-ઇ-ખાવર" સેતાયશના છઠ્ઠા ફકરામાં તથા "ચિથ્રેમ્ બુયાત્" ના ચોથા તથા પાંચમા ફકરામાં ઘણા અંત-કરણના ઉભરાથી કરવામાં આવી છે, તે એ દએનના રાહબરો-ના આવવાના મીથ્ર જરૂર દરરોજ આપણી પારસી કોમના દરેક સભાસદે પુર ગંભીરતાથી કરવાની અદ્દન ફરજ છે.

વળી, "ચિથ્રેમ્ બુયાત્" સેતાયશના છઠ્ઠા ફકરા ઉપરથી અશોઇની તરીકતથી જીંદગી ગુજારનારા તથા ચાલુ ભલા મીથ્રનો અમલ રાખનારા આબેદ લોકો પોતાની બંદગી મારફતે યજદી પ્રવાહોને ખેંચીને પોતાના મીથ્રનાં પુર જોશ સાથે આ દુન્યા ઉપર ફેલાવે છે, તેની અસર કેટલા બોહળા વીસ્તારમાં પંથરાય છે અને આ રીતે એક અશોઇ સાથના મીથ્રવાળો શખ્સ એક પૈબી ખરચ્યા વગર કેવા મોટા પાયા ઉપર "રાદી" સખાવત

કરી શકે છે તેનો બુલંદ ખ્યાલ આપણને આવી શકે છે. સેવટે, સાતમાં ફકરામાં એક મજબુત સામટો બુલંદમાં બુલંદ મીથ્ર તમામ સ્રષ્ટીની વૃદ્ધિને માટે કરવામાં આવે છે, જે મીથ્ર દરેક બસ્તે-કુસ્તીઆને બંદગી પછી દુવા માંગતી વખતે શું માંગવું જોઇએ તેનો અસલ કાયદો શીખવે છે. હાલમાં સાધારણ રીતે મોટે ભાગે લોકો અજ્ઞાનતામાં એમજ માને છે કે અવસ્તા ભણ્યા પછી આતશબેહેરામ પાદશાહના કેબલા સનમુખ ઉભા રહીને યા આવાં યજદનાં પાણીના ચશ્મા તરફ નજર કરીને પૈસો, બૈરી, છોકરાં, નોકરી, વીગેરે આ દુન્યવી ચીજોનું સુખ માંગવું એ બંદગીની છેલ્લી નેમ છે. આ વીચાર તદન ભુલભરેલો છે. પૈસો, બૈરી, ફરજંદ, નોકરી વીગેરે ચીજો "માઝ" યાને ગયા ભવોના કેશાશને આધારે મુકરર થઇ ચુકેલી છે તે તો દરેકને જેવું ઘટે તેવું મહેર યજદના ઇનસાફી કાયદાથી મળ્યું જશે. જરથોસ્તી દએન મુજબ બંદગીની છેલ્લી નેમ તો આ છે કે અશોઇ-પરહેજગારીની જીંદગી ગુજારીને બુલંદ મીથ્ર રાખી, અવસ્તા માંથ્રની સ્તોતની બેજમતી અસરો મારફતે યજદી પ્રવાહો સાથે સંબંધ જોડી રાખીને, પોતીકાં ઉરવાનની વૃદ્ધિ કરીને, "હાતાંમ જીજીયાંમ" ને કાયદે પોતાની આસપાસનાઓ માટેની મીનોઇ વૃદ્ધિ માટેનો જોશ ચાલુ બરપા કરીને તેને વધારતા રહેવું. અને આ બુલંદ નેમને લગતા પુષ્કળ મીથ્ર લગભગ દરેક સેનાયશમાં આપણી નજરે પડે છે, તેમાં આ "**યિથ્રેમ બુયાત્**" ના છઠ્ઠા તથા સાતમાં ફકરાના મીથ્ર આપણું ખાસ ધ્યાન ખેંચે છે, જે ફકરાની ઉંડાણુ તાવીલ વીષે ઉપર નોટ નં૦ ૧૪ માં વીસ્તારીને આપણે જોઇ ગયા છીએ.

૧૯. દરેક બસ્તે-કુસ્તીઆને બરજીશી જીરમ તરફજ પોતાના મીથ્ર સાબેત રાખવા જોઇએ, અને તેટલા માટે બર-

જીશી જરથોસ્તી દએન ઉપર પુર દીલનાં મીથ્ર સહીત રહેવું જોઇએ તે બાબે દાદાર હોરમજદ સાથના સંબંધમાં દમેદમ રહેવાનો મીથ્ર "દાદાર હોરમજદની સેતાયશ" માં આપણું ધ્યાન ખેંચે છે. એજ પ્રમાણે પતેત પશેમાનીમાં એવોજ મીથ્ર— "અહુરમજદ્ ખીશ હોમ્" યાને "અહુરમજદની ખીશીને લગતો છું," તથા "પ ખીશીએ યજ્દાન્ દાર્ હોમ્" યાને "યજદો સાથનો સંબંધ કાયમ રાખું છું"—આ મીથ્ર એક બસ્તે–કુસ્તીઆંને કોઇબી બીજી દીક્ષા નહીં લેવાના તથા બીજા ધર્મોની તરીકતો ઉપર પોતીકા મીથ્ર સાબેત નહીં કરવાના અસલ જરથોસ્તી કાયદાની યાદ આપે છે.

૨૦. ગોસ્પંદો તરફ ઇન્સાફ અને કાયદાથી વર્તનાર શખ્સ બહમન અમશાસ્પંદ તરફનું મીનોઇ જ્ઞાન મેળવવાને લાયક થાય છે, એમ સેતાયશ–ઇ–બેહમનના પાંચમા ફકરામાં શીખવવામાં આવ્યું છે. પારસીઓએ વેજીટેરીયન કાંય થવું જોઇએ તે સવાલ-નો જવાબ આ સેતાયશ આપે છે કે મીનોઇ વૃદ્ધિ કરવા માટે જે મીનોઇ જ્ઞાનની આસ્ન–ખેરદ બેહમન અમશાસ્પંદની અક્કલ-ના સીલસીલા તરીકે આપણને મેળવવાની જરૂર છે તે મીનોઇ જ્ઞાન મેળવવાને લાયક થવા માટે બહમન અમશાસ્પંદનો "હવર-સ્ત" જે ગોસ્પંદો છે તેઓની કતલનો અટકાવ કરવાને ખાતર વેજીટેરીયન થવાની જરૂર છે, અને ગોસ્પંદોના ઉરવનો "જેઓ આપણે ખાતર જીવવાની ખાહેશ કરે છે" તેઓ આ રીતે ખુશ થયાથી આપણી વૃદ્ધિનો માર્ગ સરળ થતો જાય છે. મોટી હપતન યસ્તના પાંચમા કરદામાં જે માનવીઓ અને ગોસ્પંદો વચ્ચે ઉરવનીક સંબંધ તથા એકમેકની વૃદ્ધિનો આધાર બતા-વવામાં આવ્યા છે, તે આવી બુલંદ મતલબથીજ ત્યાં જણાવવા-

માં આવ્યું છે, અને વેજીટેરીયન થવાથી નસા તથા પલીદીના ખોરાકથી દૂર રહીને અશોઇનો અમલ કરયાથી તથા ગોસ્પંદો સાથનો સંબંધ ધાડો થયાથી આપણા ઉરવનની શકિતઓ બાતેન રીતે ખીલી જઇને આસ્ન-ખેરદ કેમ ખીલે છે, તેનો સહેજ ખ્યાલ આ સેતાયશ આપણુને આપી શકે છે.

૨૧. અશોઇ તથા વ્યવસ્થા (Divine Order) નો કાયદો દરેક પેદાયશને કેમ આગળ વધારે છે, તથા એજ અશોઇનો કાયદો હોરમજદની દીનનો પાયો કેવી રીતે છે તે બાબે સેતાયશ-ઇ-અરદીબહેસ્તના ચોથા ફકરામાં ઇશારો કરવામાં આવ્યો છે. "દીન-ઇ-અહુરમજદ બ તો રોબાય"—હોરમજદી કાયદો તારેથી (યાને અરદીબહેસ્ત અમશાસ્પંદના વ્યવસ્થાના કાયદાથી)જ ચાલુ છે—Ashoi is the fundament of the Ahurian Law—આ મૂળ નીયમ ઉપરથી આપણે સમજી શકયે છીએ કે અશોઇની તરીકત વગરનો જરથોસ્તી ધર્મ અને હોરમજદી કાયદો આપણને શીખવવામાં આવ્યો નથી.

૨૨ "સેતાયશ-ઇ-શહેરીવર" માં ત્રીજા ફકરામાં "લાંબો વખત કાયમ-રહેનારી સોનાની તેમજ રૂપાંની દોલત" માં ખાણોનો ઇસારો છે, કે જેથી "ખોરાક દસ્તી થાય અને આબાદી ફેલાય," જ્યારે ચોથા ફકરામાં એક ખરા 'સાહેબે-ઝર' યાને દોલતવાળા શેઠયા થવાની ખરી ખુબી કુદરત મુજબ શામાં સમાયલી છે તે બહુજ અસરકારક રીતે નીચે મુજબ સમજાવ્યું છે:

"જે કોઇ દોલતમાં વધારે તવંગર છે તેણે ડહાપણ, ખાસ્યત, ગુણ તથા દરેક ચીજના બાબમાં વધારે દોલતમંદ, વધારે બોલનાર તથા વધારે લાયક મુરાદવાળા (યાને 'રાદી') થવું."

૨૩. આરમઇતીના હાથ હેઠળની પેદાયશ જે જમીન છે તે જમીનની અંદર જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમમાં સમજાવવા મુજબ જે ચાર કુવતો—કુવતે-ગાજયા યાને ઉગવાની શક્તિ, કુવતે-નામ્યા યાને વધવાની શકિત, કુવતે-મુસવરીયા યાને આકૃતિ પકડવાની શકિત તથા કુવતે-મુવલ્લદીયા યાને મવાદ બંધાવાની શકિત—કાર્ય કરે છે, તે ચાર કુવતો પોતાની ખાસ્તર (યાને વીજળી) ને લીધે દરૂજીને ચોકસ અસ્પંદીમાં પોતાની અંદર ખેંચી લઇને તમામ અસરે તારીકીને પાછી અસરે રોશનીમાં ફેરવી નાંખવાનું કામ (transformation of Drujih into Ashoi) ચાલુ બજાવ્યા કરે છે, તેથીજ આપણી દરેક તરીકત પાળતી વખતે ચાલુ નક્કર જમીનના સંબંધમાં રહેવાનો હોકમ આપેલો છે. દાખલા તરીકે, માસીક માંદગીની હાલત વખતે સ્ત્રીઓએ ભોંયતળ્યેજ દૂર બેસવું જોઇએ; બરસ્નુમ લેતી વખતે મોબેદોએ ભોંય ઉપરજ સુવું, બેસવું જોઇએ, ક્રીયાકામો-ની પવિત્રાઇ જાળવવા સારૂ નક્કર ભોંય ઉપરજ તે કરવી જોઇએ. આવી રીતનો આરમઇતીમાં "બરદાસ્ત" નો ગુણ હોવાને લીધેજ સેતાયશ-ઇ-સ્પંદારમદમાં કહ્યું છે કે "હમ-ચીજ તો વરજશ્ન બાદ પ ફરારૂની," યાને "બધી ચીજોને તું ભલાઇ તરફ કાર્ય કરાવનાર થાય છે;" કેમજે દરેક દરૂજીની ખરાબ અસરને જમીન પોતાની અંદર ખેંચી લઇને તેને પોતીકાં ચાર કુવતના ઉપયોગ માટે ભલી રીતે ફેરવી નાંખે છે.

વળી જમીન દરેક પેદાયશની વૃદ્ધિમાં—તેમાં ખાસ કરીને આદમજાતના ઉરવનની વૃદ્ધિને ખાતર જે રક્ષણ તથા પોષણ આપે છે તેને લગતા મીશ્ર જમ્યાદ યજદની સેતાયશમાં કરવામાં

આવે છે. જમીન ઉપરના પહાડો હમેશાં ખોરેહનો જોશ વધારી આપવાની ખીશ્કારી બજાવે છે, જે જાહેરી તથા બાતેની બન્ને અર્થે સમજવાની છે, અને શરૂઆતના "ફરરેહ યજદી" નામનાં ખોરેહ પછી બીજાં આગળ ચહડયાતાં ખોરેહ જેને જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમમાં "કયાંન ખોરેહ" તથા "એરેપત ખોરેહ" નાં ખાસ નામથી ઓળખાવેલાં છે તે ખોરેહોને "ફ્રશો–ગર્દ" યાને "તમામ સૃષ્ટિ–રચના સેવટની વૃદ્ધિના છેડા" એ પુગે ત્યાંસુધી કાયમ ટેકાવી રાખવા માટે જમ્યાદ યજદના હાથ તળેની પેદાયશ યાને જમીન તેની ઉપરની મવકકલ "આરમઇતી" શક્તિની મારફતે ખાસ મદદ કરે છે, અને આ પૃથ્વી ઉરવનની વૃદ્ધિમાં ખાસ આવી રીતની મદદ કરનાર હોવાને લીધેજ એને "**ખનીરથ બામી**" યાને "પ્રકાશીત કીનારા" તરીકે અવસ્તામાં ઓળખાવવામાં આવેલી છે.

૨૪. જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમ શીખવે છે કે ખુરદાદ અમશાસ્પંદનો "હવસ્ત" "આબ–ઇ–મુકર્રરદ" યાને "પાણીનું જોહર" છે, જેને "તોખ્મે–આબ" પણ કહેવામાં આવે છે. "પતેત પશેમાની" માં "અજ હમોઇન્ હર્ આઇન્ ગુનાહ" વાળા કરદામાં પણ ખુરદાદનો હવસ્ત "આવ્ આવ્ તોખ્મગાંન્" કહેલો છે કે જે અવસ્તા "**જન્તુ–ફ્રાદો**" નામનાં છઠ્ઠાં ઉસુલ્યાતી "ફ્રાદો" યાને "પાણીમાં રહેતી વીજળીક શક્તિ" માટેનો ઇસારો છે. આપણને "આવાં ન્યાયશ" તથા "આવાં યશ્ત" માં પાંચ "ફ્રાદો" યાને 'પાણીમાં રહેલી પાંચ ખાસ્તરો યાને વિજળીક શક્તિઓ' નાં નામો મળે છે, જે "આદુ–ફ્રાદો," "વાંથ્વો–ફ્રાદો," "ગએથો–ફ્રાદો," "ક્ષ્એતો–ફ્રાદો" અને દંધ્હુ–ફ્રાદો" છે. પણ આ "જન્તુ–ફ્રાદો" નામનાં

છઠ્ઠા ફ્રાદોનું નામ કોઇ કોઇ અસલ અવસ્તા કેતાબો*માંથી હજીબી મળે છે, જો કે મોટે ભાગે હાલની કેતાબોમાંથી તે ગુમ થયું છે.

"આબે-તજાય" યાને "આબે-રવા" યાને "કુવા, નદી, ઝરાનાં વહેતાં પાણી જેમાં અસલ 'જોહર' પડેલું છે તેને" જરથોસ્તી પવીત્ર ક્રીયાકામોમાં વાપરવાનો હોકમ છે, અને એવાં કુવા વગેરેનાં "નેઝાદી" પાણી (આબે-રવા) વગર 'પાવ' કામ થઇ શકતું નથી એમ એ સેતાયશનો બીજો ફકરો શીખવે છે. "હીચ્ જાન્-હોમંદાંન્ કાર-ચ્ પાદીયાવ્ અજ તો જોજ ન શાયદ્ બુદન્"—"કોઇબી જાનદારોથી તારા સીવાય 'પાવ' કામ યાને પવીત્ર ક્રીયાને લગતું ચોખ્ખું કામ થઇ શકતું નથી. વહેતાં પાણી ઉપર પલીદી રહેતી નથી, અને આ કાયદામાં જે બારીક પાણીમાંના પાંચ ફ્રાદો—"આદુ-ફ્રાદો, વાંથ્વો-

---

* અસલ અવસ્તામાં લખાયલી એક કેતાબમાં "જન્તુ-ફ્રાદો" શબ્દ "આવાં ન્યાયશ તથા યશ્ત"નાં ભણતરોમાં નીચે મુજબ લખેલો મળે છે, જે બતાવવા હેઠળ લીટી દોરવામાં આવી છે:

**"આદુ-ફ્રાદનાંમ્ અષઑનીમ્, વાંથ્વો-ફ્રાદનાંમ્ અષઑનીમ્, ગએથો-ફ્રાદનાંમ્ અષઑનીમ્, ક્ષએતો-ફ્રાદનાંમ્ અષઑનીમ્, <u>જન્તુ-ફ્રાદનાંમ્ અષઑનીમ્</u>, દંઘુ-ફ્રાદનાંમ્ અષઑનીમ્."**

ત્યારે, જો ઉપર મુજબ દરેક વાંચનાર પોતાની આવાં ન્યાયશ તથા યશ્તની કેતાબમાં સુધારીને પઢશે તો તે ઘણુંજ બરહક થઇ પડશે, કારણકે બાકીનાં પાંચે ફ્રાદોનું ઉસુલ યાને મુળ આ "જન્તુ-ફ્રાદો" છે, જેની ખુબીઓ અપાર અને અજાયબ છે અને જેની ઉપર મવક્કલ "ખુરદાદ અમશાસ્પંદ" છે.

ફ્રાદો, ગએશો-ફ્રાદો, ક્ષએતો-ફ્રાદો તથા દંઘહુ-ફ્રાદો" યાને વીજળીક શક્તિઓ (hydro-electric forces) કાર્ય કરે છે તેને લગતાં ખાસ જ્ઞાનની જરૂર છે. જેઓ ક્રીયાકામ માટે કુવાના પાણીની ખાસ જરૂર નથી, અને નળનાં સીસાં અને લોખંડની પાઇપથી ઘસાયલાં ફ્રાદો વગરના મુરડાળ પાણીબી દરૂન બાજમાં તથા યજસ્ને વંદીદાદમાં તથા કુસ્તી-પાદયાવમાં ચાલી શકે એમ જાહેરમાં હીમાયત કરે છે તેઓએ સેતાયશ-ઇ-ખુરદાદ ધ્યાનથી વાંચીને પાણીના ફ્રાદોને લગતી અસલ જરથોસ્તી સાયન્સનો અભ્યાસ કરવો એવી અરજ કરવામાં આવે છે. કુવાઓ બંધ કરવાની તદન અ-સાયન્તીફીક રૂઢી જે તદન જંગલી રૂઢી તરીકેજ ઓળખવી જોઇએ, તે રૂઢીથી પાણીના ફ્રાદો કેમ નબળા પડી જાય છે, તથા શમ્સના સ્વા પાણીને ખુલ્લા બરાબર તડકાંરૂપેબી નહી મળવાથી મેલેરીઆના મચ્છરનો ઉપદ્રવ તથા ઇન્ફ્લુએન્ઝા જેવાં બીજાં પુષ્કળ જાતનાં દરદોના જંતુઓ કેમ ઉભાઇ જાય છે, તેનો કંઇબી સાયન્તીફીક ખ્યાલ હાલના ડાક્તરોને બીલકુલ આપવામાં આવતોજ નથી. જરથોસ્તી દએનમાં જે જંતુશાસ્ત્રના બારીક કાયદા સમજાવેલા છે તેનો ઇલ્મે ક્ષ્નૂમને આધારે બારીક અભ્યાસ કરવા માટે આપણા બસ્તેકુસ્તીઆન પાસ થયલા ડાકતરોને એલતેમાસ કરવામાં આવે છે.

ત્રીજા ફકરામાં "સ્પેન્દારમદ, ખુરદાદ તથા અમરદાદ" ત્રીસે રોજનાં અનુક્રમમાં કેવી રીતે ગોઠવાયા છે તેનો ઇશારો છે. ચોથા ફકરા ઉપરથી ખુરદાદ જેવણ "આબાદાની" યાને "ગોહરે મુકર્રરદ" (અવસ્તામાં "જન્તુ-ફ્રાદો") જે ઉસુલ્યાતી છે તે ઉપર મવક્કલ સાહેબ છે તેવણ વચ્ચે અને અરદવીસુર જેવણ

અસલ અર્થ મુજબ "જમીનની અંદર મસાવત થઇને ઝરારૂપે વહેતાં પાણી" માંના પાંચ ફાદો ઉપર મવકલ શક્તિ છે તેવણુ વચ્ચેનો ખરો તફાવત આપણે જોઇએ છીએ.

૨૧. અમરદાદ અમશાસ્પંદનો "હુમત" જે અમરદાદની અમર્ગી છે, જે ખરેખરૂં સુખ "ઉસ્તા" છે, જે ગરોન્માનની અંદર રવાનના દાખલ થવાનો બુલંદમાં બુલંદ મરકજ છે તે અમરદાદની અમર્ગીનું સુખ મેળવવાને વાસ્તે "નબાતાત" યાને વનસ્પતિ વર્ગનો ખોરાક કેટલો બધો ઉપયોગી અને મદદગાર થઇ પડે છે, તે બાબે જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમ જે કાયદાઓ સમજાવે છે, તેને સેતાયશ-ઇ-અમરદાદ ઘણો મજબુત ટેકો આપે છે. ફળ, અનાજ તેમજ તરતરકારી પૈસાદાર કે ગરીબ— આ દુન્યાના દરેકે દરેક આદમનું પોષણ, જીવન, તથા તકવો છે અને તે અમરદાદનો "હવરસ્ત" છે એમ જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમ તથા સેતાયશ-ઇ-અમરદાદ સમજાવે છે. તેટલા માટે તેસ્તર તીર યસ્ત તથા વંદીદાદમાં જેમ કહ્યું છે કે તમામ આ ગેતીની દુન્યાનો ખોરાક વનસ્પતિ વર્ગને લગતોજ છે, તે મુજબ આ અમરદાદના હવરસ્તનો અમલ જીંદગી દરમ્યાન કરીને—એટલે વેજીટેરીયન ખોરાક ખાનાર બસ્તે-કુસ્તીઆન તરીકે જીંદગી ગુજારીનેજ—અમરદાદના "હુમત" ઉપર જવાનું છે—એટલે ગરોન્માનમાં ઉરવનને લઇ જવાનું છે— આ જરથોસ્તી દએનનો વેજીટેરીયનીઝમનો મૂળ નીયમ આપણે હમેશાં યાદ રાખીશું. જ્યારે જીવતાંજીવત વનસ્પતિ ખોરાક બાતેન રીતે પોતીકી "ખાસ્તરો" મારફતે ઉરવનની વૃદ્ધિમાં આટલો બધો મદદ કરનારો છે, તો પછી મરણ બાદ ઉરવન-ની ક્રીયાઓમાં ફ્રૂટ, મેવા તથા તરતરકારી સાથે સતુમ, આફ્રી-ન્ગાન, બાજ જેવી ક્રીયાઓ કરાવ્યાથી "ખાસ્તરો" ને કાયદે

ગુજરેલાં ઉરવનને કેવી કીમતી મદદ મળતી હશે તેનો ખ્યાલ કરી શકાય છે, અને તે ઉપરથી સતુમની અંદર ગોસ્ત, માછલી, ઇડાં, મરઘી, બતક વગેરે મલીન ખોરાક મુકયાથી અમરદાદની અમર્ગીનું સુખ ગુજરેલાંઓથી કેટલું બધું દૂર થઇ જતું હોવુંજ જોઇએ તેનો કંઇ ભાશ એ બાબે વીચાર કરનારાઓને આવી શકશે. વળી ઉરવનની વૃદ્ધિને ખાતર જે શરૂઆતમાં "જોર" નામની શકિત તથા તેનેથી ચહડતી સરોશ યજદની "તગી" નામની શકિત બરપા કરવાની છે, તે "તગી" નામની શકિત એજ સેતાયશના પાંચમા ફકરામાં કહ્યું છે તેમ અમરદાદ અમશાસ્પંદ શરીરની પવિત્રાઇને લીધે જે "કેહર્પ" ની દુરસ્તી ઉત્પન્ન થાય છે તે બેઉ શરીર તથા કેહર્પની ખોરાક વગેરે દરેક લાઇનની સુક્ષ્મતા અને પવીત્રાઇને લીધે "દુરવેશો" ને યાને કે (અવસ્તા "દુર-ત્બએષ" એટલે કોઇબી ગુનાહથી દુર રહેનારાં ઉરવનો) ઉરવનની વૃદ્ધિને ખાતરજ જીંદગી ગુજારનારાંઓને ચાલુ આપતો રહે છે, અને આ "તગી" નામની શકિત મળ્યા પછી તે ઉરવન સરોશના નાદમાં કમાલ્યત યાને સંપુર્ણતામાં રહે છે. આ ઉપરથી વેજીટેરીયન થવું એક બસ્તે-કુસ્તીઆન માટે કાંય ખાસ જરૂરનુંજ છે તેનો ઘણો સરસ ખ્યાલ આપણને અમરદાદની અમર્ગીની બાબદ આપી શકે છે.

૨૨. ફકત રાત અને દીવસ તે દાદાર હોરમજદ તરફજ પોતપોતીકા "ખુદા" ની મારેફતથી બુલંદીએ જવાનો વીચાર રાખવો જોઇએ તથા તેનુંજ નામ અને તેનોજ સ્તોત દમેદમ ચાલુ રાખી, આપણા અંતઃકરણને તેનીજ ઉપર રોકી રાખવાની જરૂર છે. જે પ્રમાણે એક વહાણનું હોકાયંત્ર ગમે તેવાં તોફાનમાં પણ પોતાની સોય (magnetic needle) ને ઉત્તર તરફજ એકજ દીશાએ ચાલુ રાખી મુકે છે, તેજ પ્રમાણે ગમે

એવી સંસારી ઉઠલપાઠલ તથા "કેશાશી" તોફાનો વખતે આપણાં અંતઃકરણને સદા મારેફતે–ખુદા તે દાદાર હોરમજદ-નીજ દીશાએ વળણુ રાખી મુકવાની ટેવ પાડવી જરૂરની છે, એમ દએ-૫-આદરની સેતાયશના બીજા ફકરામાં કહેવામાં આવ્યું છે. અવસ્તામાં "કેમના મજદા" માં જેમ "અન્યેમ થ્વહ્માત આથ્રસ્ચા મનંઘહસ્ચા" યાને "તારા આતશ તથા તારે લગતા મીથ્ર સીવાય મને બચાવ આપનાર કોણ છે?" એવું કહેવામાં આવ્યું છે, તથા જે પ્રમાણે ગાથા ૩૪; ૭ માં કહ્યું છે કે "નએચીમતેમ અન્યેમ યુષ્મત વએદા અષા, અથા નાઓ થ્રાજદુમ" યાને "ઓ અષ, તમારે લગતા તેના સીવાય બીજા કોઇનેબી હું પીછાણતો નથી, તેથી તમે અમોને પોષણ આપો," એમ પોતીકા આસ્ને વીરના મરતબામાં પેગામ્બર સાહેબ જેમ ઉમેદ કરે છે તેજ પ્રમાણે આ સેતાયશના પાંચમા ફકરામાં આપણા જેવા મરતબાના ઉરવાનોના બાબમાં કહેવા-માં આવ્યું છે કે "અવશ નીસ્ત ઓમ પનાહ ઓમ અવ-સ્તામ વ ઉમીદ બ ઓય ખાવર ઇ તો" યાને "(ઓ ખુદા) તારા સીવાય મને નેકી તથા પનાહ તથા મદદ નથી તથા તું મહેરબાન ઉપરજ ઉમેદ છે." એવોજ આબેહુબ મીથ્ર દએ-૫-મહેરની સેતાયશના ચોથા ફકરામાં પણ મળે છે: "ચે માન નીસ્ત અઇયારી-ઇ પાન-ઇ અવસ્તામ બ ઓય તો અહુર-મજદ-ઇ-વસ્પાન ફરયાદ," એમ મરતબા મુજબ મીથ્ર આવેલો છે. અહીં જણાવવું જોઇએ કે પેગામ્બર સાહેબની માંગણી અને આપણી માંગણી વચ્ચેનો ફરક ધ્યાનમાં હમેશાં રાખવો જોઇએ. આ ઉપરથી સમજ પડે છે કે જે મીથ્ર યાને વીચારો અવસ્તામાં છે તેનેજ મળતા આવતા મીથ્રો આ પાજંદ સેતા-યશોમાં વણવામાં આવેલા છે.

૨૩. આદર, આવાં, ખુરશેદ, મહેર તથા ગોશ યજદોની સેતાયશમાં જે ધ્યાન આપવાજોગ બાબદ છે તે "ખોરેહ" ને લગતી છે. કુદરતમાં જે તમામ ગેબી આતશો કાર્ય કરે છે, કુદરતમાં જે આવાં યજદના પ્રવાહો તથા પાણીઓ કાર્ય કરે છે, તથા સુરજ અને ચંદ્રમા જે કાર્ય ચાલુ કરતા રહે છે, અને ગોશ-ઉરૂનની પેદાયશ યાને ગોસ્પંદો જે કાર્ય ચાલુ કરતાં રહે છે તે બધાંમાં આ ગેતી ઉપર સ્વચ્છ પવિત્ર ખોરેહનું જોશ પાંથરવાનું કાર્ય આ પાંચે સેતાયશોમાં ખાસ ધ્યાનમાં લેવામાં આવ્યું છે. જરથોસ્તી દએનની તમામ અશોઇની તરીકતો માનવીનું પોતીકું "ખોરેહ" જાળવવાના કાયદાઓ ઉપર રચાયલું છે, અને દેખીતી તેમજ અણદીઠ પેદાયશો વચ્ચેનો સંબંધ "ખોરેહ" ની મારફતેજ રહેલો છે. જ્યાંસુધી તમામ "દરૂજી" ઓથી દૂર થઇ જઇને આપણે પોતીકા "ખોરેહ" ના પ્રકાશને સુક્ષ્મતામાં વધારીને તેજસ્વી કરીશું નહી, ત્યાંસુધી "યજદી" પ્રવાહો સાથે "યજ" થવાને લાયક આપણે થઇ શકીશું નહી, અને તેથી કુદરતની પેદાયશો સુરજ, ચંદ્ર, આતશ, પાણી વગેરેના "ખોરેહ" નો જોશ આપણે પોતાની અંદર આમેજ કરી શકીશું નહી. જો આપણી શારીરીક, માનસીક, તથા આત્મીક હાલતને સુધારવા માટે કોઇબી એકજ રામબાણ ઇલાજ આપણને હાલમાં જોઇતો હોય તો તે જરથોસ્તી દીનના "ખોરેહ" જાળવવાના તમામ કાયદાઓનું બારીક જ્ઞાન તથા તે કાયદાઓ મુજબની વહેવારૂ જીંદગી આ બે ચીજની પહેલી જરૂર છે.

૨૪. તીર યજદની સેતાયશમાં "બારાન" યાને વરસાદનો મ્હાન બનાવ કેટલો બધો ઉપયોગી છે તથા "આતશે ઉરવાઝીસ્ત" ધરાવનારી તમામ પેદાયશ એટલે કે પાણીઓ (અવસ્તા "સ્તારાંમ અફ્રશ-ચિથ્રનાંમ") તથા વનસ્પતી

વર્ગ (અવસ્તા "સ્તારાંમ ઉરવરો-ચિથ્રનાંમ") તેમજ "આતશે સ્પેનીશ્ત" ધરાવનારી તમામ પેદાયશ એટલે કે ખનીજ વર્ગ (અવસ્તા "સ્તારાંમ જેમસ-ચિથ્રનાંમ") તેઓની આબાદી તથા મીનોઇ વૃદ્ધિ માટે તીર યજદ શું શું ખીશ્કારી બજાવે છે તેનો ઘણો સરસ ખ્યાલ આપવામાં આવ્યો છે, અને સાથે સાથે "રાદી" એટલે કુદરત-અનુસાર યાને "મગલુબ-બીત-તબે" યાને કુદરત સાથે હળીમળીને, કુદરતના કાયદાઓના તાબેદાર થઇને દરેક ખીશ્કારી આપણે કેવી રીતે કરવી જોઇએ તેનો ખ્યાલ વરસાદની બાબદમાં "રાદી" શબ્દ વાપરીને આપવામાં આવેલો છે. પાદશાહની દયાનત પાક હોય અને ઇનસાફી હોય, ખેડુતની નજર પણ પાક હોય અને તેની સાથે લોકો અશોઇની ખાહેશ મુજબ જીંદગી ગુજારનારાં હોય તો તેવા શાદ "પઇરી-દખ્યુ" યાને એકજ જાતના વિચારો સાથે એકઠા થઇને કુદરતની અંદર બંધાતા સારા ગુબારો યાને અણદીઠ પડોની અસરોમાંથી જે તીર યજદનો વરસાદ વરસે છે તેજ વરસાદ આબાદી અને સુખ તથા વૃદ્ધિનાં પરીણામો લઇ આવે છે કેમજે તે વરસાદ "રાદી" પઇરીમાંથી વરસતો હોવાથી પોતીકી અસલ "રાદી" અસર લોકોને આપી શકે છે. આ ઉપરથી "રાદી" ચીજો બરપા કરવાને વાસ્તે આપણી માનવી જાતની જીંદગી ગુજારવાની રીતી તથા આપણા વીચાર આચાર અને રહેણીકરણીથી ઉભો કીધેલો અણદીઠ પઇરીનો ગુબાર કેટલાં બધાં જોખમદાર છે તેનો કંઇ ખ્યાલ આપણને આવી શકે છે.

૨૫. સચ્ચાઇ, કોલ અને વફાદારી આ ગુણ એક ઇરાની બાળકની "તરબ્યત" યાને કેળવણી આપતી વખતે ખાસ ખીલવવામાં આવતો હતો, અને જરથોસ્તી દએનના જે ચાર "ખાઓ" યાને ઉસુલ્યાતી મૂળ છે તેમાંનો ત્રીજો યાને "એરે-

જોઇશ ખાએ" નો અવ્વલ મરતબો જે સચ્ચાઇને ખાતર સચ્ચાઇ છે, તે સચ્ચાઇ, કોલ, વફાદારીને લગતું મૂળ છે. મહેર યજદ તથા રષ્ને રાસ્ત યજદ એક સાચ્ચું બોલનાર તથા કોલ પાળનાર રાહે રાસ્ત શખ્સને છેક દાદાર હોરમજદના ગરોન્માન સુધી સૌથી બુલંદ હાલત સુધી ચલાવીને રેહબરી કરે છે એમ એ બેઉ રોજની સેતાયશોમાં જણાવેલું છે, અને મહેર યાને સચ્ચાઇ તથા કોલ સાચવનારને મહેર યજદ કેવા ફાયદાઓ પહોંચાડીને મદદ કરે છે, તથા ઓલાદ વધારવાને વાસ્તે જે કુદરતે તોખ્મ યાને બુન આપેલી છે તે તોખમની જાતને ઉંચ રાખવાને વાસ્તે સચ્ચાઇ તથા દયાનતદારી કેટલી બધી અગત્યની છે તે મહેરની સેતાયશના પાંચમા ફકરામાં ઘણું ગુહ્ય રીતે કહેવામાં આવ્યું છે. અને એજ પ્રમાણે રષ્ને રાસ્ત પોતે રાસ્તીની મદદથીજ અંતે દેવ દરૂજોને હોરમજદની પેદાયશમાંથી હાંકી કહાડશે એમ રશ્ન યજદની સેતાયશના ત્રીજા ફકરામાં કહેવામાં આવ્યું છે. આ ઉપરથી જરથોસ્તી અશોઇની તરીકતના બોંતેર મરતબાના કાયદાઓમાં સૌથી પહેલાં પગથીયાં તરીકે સચ્ચાઇ, કોલ અને વફાદારી ઉરવનની વૃદ્ધિનાં બુલંદ કાર્ય માટે કેટલાં બધાં સૌથી અગત્યનાં છેજ તે બાબે આપણી ખાતરી થાય છે. વળી રશ્ને યજદના હમકાર આસ્તાદ યજદ જેવણ "ઉસ્તા" (Rectitude) ઉપર મવક્કલ છે તેવણને "દાદારે–ગેહાન" ના પાસબાન તથા "દાદારે–ગેહાન" તરફ આગળ વધારનાર તરીકે આસ્તાદ રોજની સેતાયશમાં ઓળખાવવામાં આવ્યા છે, કેમકે જે ઉરવનની વૃદ્ધિનું સુખ ખનીરથબામી ઉપરથી ઉરવનને હમેશનું "તેહ" કરયા પછી "દાદારે ગેહાન" માંથી પસાર થઇને શશ કેશ્વરોમાંથી જે "ઉસ્તા" યાને મીનોઇ આબાદી અને ખુશાલી સાથે મેળવવાનું છે તે અમરદાદની અમર્ગીનાં

હમેશનાં સુખ ઉપર "અર્શતાત" યાને આસ્તાદ યજદના મીશ્ર પુર અસ્પંદીમાં કરવાની જરૂર છે.

૨૬. જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમ જે "સ્તોત યસ્ન" યાને અવાજની ધ્વનીથી ઉત્પન્ન થતા અણુદીઠ રંગોનો જરથોસ્તી દએનમાં સમજાવેલો કાયદો સમજાવે છે, તે સ્તોત યસ્નના કાયદાની ઉસુલ "અહુનવર" નો નાદ છે કે જે નાદનાં ૧૦૦૧ સ્તોતના નાળાં આખી સૃષ્ટિ-રચનામાં વ્યાપી રહીને કુદરતની દરેક ક્રીયા બજાવતાં રહે છે, અને આ સ્તોતના નાળાંને નીસ્તીની આલમ ઉપર વહેંચી આપનાર મહેર યજદની સાથે જુફ્તથી કાર્ય કરનાર સરોશ યજદ છે. જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમ ઇન્સ્તીત્યુત તરફથી જે "ફ્રી લીટરેચર" યાને મુફત સાહીત્ય કોમમાં વહેંચવામાં આવે છે તેના નં૦ ૨ ની અંદર સરોશ યજદની ખીસ્કારી કુદરતમાં કેવી કેવી રીતની છે તે લંબાણથી સમજાવવામાં આવેલું છે. સરોશ યજદની સેતાયશમાં "તગી" નામની તેવણની જે શકિત છે તેનું બ્યાન આપવામાં આવેલું છે, અને અવસ્તામાં જેને "તનુ-માંથ્ર" કહેલા છે, તથા પાજંદમાં "તન-ફરમાન" કહેલા છે, તે શબ્દો સરોશ યજદ સાથે કેવી રીતે સંબંધ ધરાવે છે તે બાબદ જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમ જેમ સમજાવે છે તેમજ આ સેતાયશમાં ઇસારો કરવામાં આવ્યો છે. અશોઇથી જીંદગી ગુજારનાર શખ્સ કમર ઉપર જે ઉનની કુસ્તી રાખે છે તે કુસ્તીની અંદર ઉન હોવાને લીધે તથા તેની ખાસ વણતની હાથની બનાવટને લીધે તે કુસ્તીની અંદર અવસ્તા માંથ્ર ભણનારના "સ્તોત" યાને અણુદીઠ રંગો (vibration-colours) ચાલુ ખેંચાઇને એકઠા થઇને રહે છે, અને કુસ્તીની મારફતે ખેંચાયલી અવસ્તાની ધ્વનીની અસરો

તે શખ્સના ખોરેહમાં તથા કેહર્પમાં આમેજ થતી રહે છે, કે જે ખોરેહ તથા કેહર્પ અશોઇની અમલ્લાતને લીધે "તનુ-માંથ્ર" યાને તન-ફરમાન (Manthra-saturated vehicles) થઇને તૈયાર થયલાં હોય છે, અને આવી રીતે કુસ્તીમાંના માંથ્ર કેહર્પમાં સોશન થઇને સરોશના નાદ સાથે તે શખ્સના ઉરવનને "યજ" યાને એકતાન (attune) થવામાં મદદ કરે છે, જેથી સરોશની મારફતે "અહુનવર" નો નાદ તે શખ્સ મેળવવાને લાયક થાય છે. આ રીતે "અહુનવરનો નાદ+સરોશ+ઉરવન+માંથ્ર+મીથ્ર+કેહર્પ+ખોરેહ+સુદરેહ+કુસ્તી"—આ નવ ચીજોનું જોડાણ જે રીતે ઇલ્મે ક્ષ્નૂમ ઉરવનની વૃદ્ધિને ખાતર સમજાવે છે તેવુંજ જોડાણ સરોશની સેતાયશના ત્રીજા ફકરામાં જોવામાં આવે છે. એ ઉપરાંત સરોશ યજદ તમામ દરૂજીની કુલ્યાતી દરૂજી, જે "અએશમ દરૂજી" છે તેની સામે કેવો મજબુત બચાવ કરીને આપણાં તન તથા રવાનની પાસબાની કરે છે, તથા રાત અને દીવસ સરોશ યજદ શશ કેશ્વરમાંથી થઇને ખનીરથબામી ઉપર ઉરવનની વૃદ્ધિની વ્યવસ્થાને ખાતર ચાલુ આવ્યા કરે છે, તેથી જીંદગી દરમ્યાન તેમજ ગુજરવા પછી બસ્તે-કુસ્તીઆનના ઉરવનને અશો સરોશ યજદ સાથે કાંય સંબંધ ચાલુજ રહે એવી તરીકતો તથા ક્રીયાકામોનો અમલ કરવો જોઇએ, તથા દરેક ક્રીયામાં સરોશ યજદની ખાસ જુદી ક્રીયા કાંય કરવાનો હોકમ આપવામાં આવ્યો છે તે બાબદો આપણને સહેલાઇથી સમજ પડી શકે છે.

૨૭. જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમમાં ઉરવનના જે ચાર મહાન દરજ્જા સમજાવવામાં આવ્યા છે—અશોનાંમ ફ્રવષીનાંમ, પઓઇરયો-ટ્કએષનાંમ ફ્રવષીનાંમ, નબાનજદિસ્તનાંમ ફ્રવષીનાંમ તથા

અષાઉનાંમ ફ્રવષીનાંમ—તેમાં અષાઉનાંમ ફ્રવષીનાંમને લગતાં ઉરવનો જે કુદરતની અંદર દરેક પેદાયશની વૃદ્ધિની અંદર ચાલુ મદદ કરતાં રહે છે, તે અષાઉનાંમ ફ્રવષીનાંમની જે જે ખીશ્કારી ઇલ્મે ક્ષ્નૂમ સમજાવે છે તેમાંની થોડીકજ ફરરોખ ફ્રવરદીનની સેતાયશમાંથી મળતી જણાય છે. "અષાઉનાંમ ફ્રવષીનાંમ" ની આરાધના દરેક ક્રીયાકામમાં કેટલી બધી મોતેબર છે તથા પાણી અને ઉરવર સાથે એઓને કેવી રીતનો ખાસ સંબંધ છે, તથા "ફ્રવરદેગાન" ની ક્રીયા તથા "તાકચીઆન" ની ક્રીયાના બધા મળીને ૧૮ દીવસો ઉપર અષાઉનાંમ ફ્રવષીનાંમની આરાધના ખાસ કરયાથી શું શું ફાયદા થાય છે તે બાબદ ઇલ્મે ક્ષ્નૂમ તુલોતવીલ સમજાવે છે, અને તે બાબદો સમજ્યાથી આ સેતાયશમાં મળતાં મરકજો આપણને ઘણાં સરસ રીતે સમજ પડી શકે છે.

૨૮. જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમ જે નવ આસ્માનો તથા તેઓના ઉરવન, તથા તેઓની અકલ તથા તેઓના આતશો બાબે સમજાવે છે, તેમાંના પાંચમા આસ્માનની જીરમ "હાસમ" યાને મંગળ છે, અને તે આસ્માનનું ઉરવન શહેરેવર અમશાસ્પંદ તથા અકલ બેહરામ યજદ છે, તથા તેનો આતશ આદર ગુશસ્પ તુરફા યાને ચહડતા દરજ્જાનો છે. ઉરવનને દરૂજીઓના દુશ્મનોને મારી હઠાવવા માટે જે હીમત, ઇરાદતી, ક્ષથ્ર–વઇરય યાને ઇચ્છવાજોગ સત્તા તથા ફત્તેહની જરૂર છે, તે હીમત તથા ફત્તેહનો આપનાર બેહરામ યજદ આ પાંચમા આસ્માન ઉપરથી ઉરવનની વૃદ્ધિને ખાતર લડવાના પ્રવાહો મોકલીને દુન્યાની તમામ અસરે તારીકી યાને ખરાબી ઉપર ચાલુ ફત્તેહ મેળવી આપનારો જોશ મોકલે છે તે બાબે સેતાયશ–ઇ–બેહરામની અંદર જણા-

વવામાં આવ્યું છે. ખાસ કરીને આ હાસમના જમાનામાં જે વખતે હાસમની પાદશાહાત અને હાસમની વજીરાતનો અમલ ચાલે છે તે વખતે ઉરવનની વૃદ્ધિને માટે ફત્તેહ ફીરોજીની ચાલુ મદદ ચાહવા તથા ઉરવનના દુશ્મનો યાને તમામ દેવ દરૂજોને મારી હઠાવવાની હીમત મેળવવા માટે બેહરામ યજદની આરાધના કરવી તથા બેહરામ યસ્ત ભણવી, અને બેહરામ યજદની સેતાતાયશ કરવી ઘણી મુબારક ગણવામાં આવેલી છે.

૨૯. "ફ્રશો-ગર્દ" યાને ઉરવનની નાજી અને અસલ હાલત (Freshening of the Soul) ની વહેદાન્યત યાને છેલ્લામાં છેલ્લી નેમને ખાતરજ તમામ સૃષ્ટિ-રચના બરપા થયલી છે, અને દરેક શખ્સની છુટી છુટી જીંદગી પણ બસ તે મ્હાન બનાવ યાને ઉરવનને પાછું તેની અસલ બુલંદીમાં લઇ આવવાની ક્રીયાને ખાતરજ છે, એમ મીનો રામની સેતાયશમાં આપણું ધ્યાન ખેંચવામાં આવ્યું છે. મીનો રામની ખાસ્તર યાને વીજળીક શકિત જે "વયુ-ઉપર-કઇરય" યાને વાતાવરણની સાથે કાર્ય કરતી રહી છે તે ખાસ્તર કોઇબી ચીજને દેખીતી યા અણદીઠ રીતે આખી કરવામાં તથા રૂઝ લાવવામાં ખાસ મદદ કરે છે. મીનો રામની ખાસ્તરની આ ખાસ્યત ઉરવનને આખું બનાવવામાં, ઉરવનના દરેક છુટા થઇ ગયલા અંશોને જમાદાત, નબાતાત તથા હૈવાનાતે મુતલકમાંથી ખેંચીને તથા દરેક ઉરવનના શરીફ તથા ખસીસ દરજ્જાના ભાગોને સાથે મેળવીને એક અખંડ ઉરવન (an Individual Soul) "ખએતોદથ" થયલું ખુદ પોતીકા "ખુદા" ને પણ મળી ગયલું ઉરવન બનાવવા માટે, આ મીનો રામની ખાસ્તર ચાલુ પોતીકી ખીશ્કારી બજાવે છે, અને આ મીનો રામની ખાસ્તરની ખીશ્કારી-

ના મીથ્ર આપણે હમેશાં રાખવા એમ તે સેતાયશ આપણને શીખવે છે. દુન્યાની દરેક ચીજ, ધણી ધણીઆણી, ફરજંદ, તથા દરેક મોરાદ બસ "ફ્રશો-ગર્દ" ને ખાતરજ આ બધું કરવું જોઇએ એવા મીથ્રથીજ ભોગવવાની છે, અને દુન્યવી મજાહને ખાતર નહી, પણ દાદાર હોરમજદની અસલ બુલંદ નેમ જે "ફ્રશો-ગર્દ" છે તેને ખાતરજ આ જીંદગી છે, એમ દર પળે આપણે માનીને તે મુજબ જીંદગી ગુજારવી જોઇએ.

૩૦. જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમમાં શહેરેવર અમશાસ્પંદના "દૂખ્ત" ની ખીશ્કારી તરીકે ગુઆદ યજદના પોતીકા "વાયે-વેહ" નામના બુલંદ વયુની મારફતે "ફ્રશુષો-માંથ્ર" ના સ્તોતની બરકતથી તમામ "અસરે તારીકી" ને તોડી નાંખવા-ની જે ખીશ્કારી સમજાવેલી છે તેને લગતા મીથ્ર ગુઆદ યજદ-ની સેતાયશમાં મળે છે. વળી માનવી તેમજ જાનવર તેમજ પક્ષીઓની વાચા તથા જાતજાતની બોલી અને અવાજો જે હવાના ચોકસ જાતની ધ્વનીના મોજાઓ સાથે સંબંધ રાખે છે તે દરેક અવાજો ઉપર ગુઆદ યજદ મવક્કલ છે. જે પ્રમાણે ખોરશેદ યજદ પોતીકા સ્વાથી દરેક ચીજને પાવ કરવામાં ઉપ-યોગી થઇ પડે છે, જે પ્રમાણે પાણીના "ફ્રાદો" પાવ યાને પવિત્ર કરવામાં ખાસ ઉપયોગી થઇ પડે છે, જે પ્રમાણે ગોસ્પંદનો "ગૌમએજ" તનુને યાને ખાકી બદનને તથા ખોરેહને પવિત્ર કરવા માટે ખાસ વાપરવાનો હોકમ છે, તેજ પ્રમાણે ગુઆદ યજદના હાથ તળેની પેદાયશ યાને હવા ઘણીએક ચીજોની આલુદગી દૂર કરી પવિત્રાઇ આપે છે, અને મોટે ભાગે પરન્દાંઓને પાવ કરે છે, કે જે કાર્ય આપણે પક્ષીઓનાં પાંખ ફફરાવવામાં થતી જોઇએ છીએ. ખુરશેદના સ્વા, પાણીના ફ્રાદો, ગોસ્પંદનો ગઓ-મએઝ તેમજ

ગુઆદ યજદની હવા—આ ચાર કુદરતમાં પવિત્રાઇ આપનારી ખાસ મારેફતો (Purifying Agents) તરીકે કાર્ય બજાવતી રહી છે, અને તેથી સેતાયશમાં ગુઆદ યજદની યારી યાને મદદના મીથ્ર કરવામાં આવે છે.

૩૧. કુદરત તરફથી કુદરતના પેદા કરનારની પીછાણ કરવાનો નીયમ (From Nature to Nature's God) જરથોસ્તી દએનમાં પુષ્કળ વખત આપણી જાણમાં આવે છે. દએ–પ–દીનની સેતાયશમાં પણ એજ મીથ્ર પુર જોશમાં આપવામાં આવ્યા છે. તમામ પેદાયશમાં જે "ગતી" "જરવાન" (Motion) અનેક રૂપે જોવામાં આવે છે—ફરતાં આસ્માન, સેતારા, ચંદ્રમા, ખુરશેદ, ગૃહો, રાશીઓ, વાદળાં, વરસાદ, પવન—વગેરે તે બધી પેદાયશો બસ તે પેદા કરનારનોજ ખ્યાલ ચાલુ આપણને આપે છે; અને આ બધી પેદાયશોની ગતી મીથ્રમાં લઇને આપણે પોતે પણ તેની તરફજ આગળ વધવાની બુલંદ ગતી પામવાની છે, અને તે બુલંદ ગતી મેળવવા માટે તેનીજ ભક્તિના ચાલુ મીથ્ર રાખવાની જરૂર છે, એમ આ સેતાયશ ભણતી વખતે આપણે યાદ રાખીશું.

૩૨. જરથોસ્તી દએનમાં જે હોકમ ફરમાવવામાં આવ્યો છે તે હોકમ મુજબ એક બાળક "અવરનાઇ" માંથી "પુરનાઇ" માં દાખલ થાય યાને ચાર વરસ પુરાં કરી પાંચ વરસનું થાય તે વખતે તેની કાયનાત તથા તનુ જોઇને તેને દીની ઉસ્તાદના હવાલામાં સોંપતી વખતે "દીન–બ–મીનો મારેસ્પંદ" નું ખાસ જશન એ મુબારક જશનનાજ દીવસે યાને કે બરકતના સ્પેન્દારમદ મહીનાના માહરેસ્પંદ રોજે અમલ કરવામાં આવતું હતું, અને દીન યજદ તથા મીનો મારેસ્પંદનો સીલ-

સીલો તે બાળકને નાનપણુથીજ જોડી આપવામાં આવતો હતો, કેમજે દીન યજદ તથા મીનો મારેસ્પંદની મારફતેજ દીની જ્ઞાન અને માંથ્ર-સ્પેન્તના રમ્જ યાને ભેદો સમજવામાં તે ઉમેદવાર-ને અણુદીઠ રીતે જોશ અને મદદ મળતી હતી. દીન યજદ તરફથી જે જરથોસ્તી દએનનું "ક્નૂમ" યાને ખુશાલી આપ-નારૂં જ્ઞાન તેના ઉસ્તાદ મારફતે અસલ આપવામાં આવતું હતું તે જ્ઞાનની ઉપર ઉસ્તવાર રહીને, ચાલુ "યજદો" સાથની ખોશી અને સંબંધમાં "યજ" થઇને રહેવાને લાયકના મીથ્ર, માંથ્ર, તથા કારદાનીમાં નાનપણુથીજ તે શખ્સ મશગુલ થઇને, ગોશો-સરૂદ-ખેરદ તેહસીલ કરીને તથા આસ્નીદેહ-ખેરદ ખીલવી-ને, "પદમાન" ના કાયદા ઉપર જીંદગી ગુજારીને, શરીર, મન, તથા રવાનની દુરસ્તી જાળવીને, ગરોથ્માન તરફજ જવાને લાયક થવામાં બસ જીંદગીની એકલી મોજ અને નેમ માનવામાં આવતી હતી. "અજ વેહ-દીન પાનગી ઓ-મ તન વ રવાન" "ભલી દીન મારફતેજ મારા તન તથા રવાનની પાસ્બાની ચાહું છું"— આ દીન યજદની સેતાયશનો મજબુત મીથ્ર છે, અને એજ પ્રમાણે મીનો મારેસ્પંદની સેતાયશમાં મીથ્ર કરવામાં આવે છે કે "અજ વેહ-દીન અહુરમજદ પ મારેસ્પંદ ઓય ખીશ શાયદ કર્દમ" "ભલી દીન તથા મીનો મારેસ્પંદની મારેફતથીજ હોરમજદને મારો પોતીકો કરી શકું છું." આ ઉપરથી એક અસ્તેકુસ્તીઆન માટે કયું જ્ઞાન, કેઇ કેળવણી, કયો ઇલ્મ, કેઇ તરબ્યત અને કેઇ તાલીમ તેની આખી જીંદગી દરમ્યાન ખાસ જરૂરની છે, અને દીની ઇલ્મ વગરનું યાને ઇલ્મે ક્નૂમ વગરનું કોઇબી જ્ઞાન કાંય તદ્દન નકામું છે તેનો કંઇક ખ્યાલ આપણને આવી શકે છે.

૩૩. "એકેમ અકાઇ વંઘઉહીમ અષીમ વંઘહોવે," યાને "બુરાંને બુરૂં તથા ભલાંને ભલો બદલો"—કરશો તેવુંજ પામશો—નો કુદરતી અચુક કાયદો જે જરથોસ્તી દએનમાં "પઇત્યોગેત" ને નામે ગાથામાં ઓળખાવેલો છે, જેને ઇલ્મે ક્ષ્નુમમાં "જીજીબ્યેઇન્તી" ને નામે "કેશાશ" ની એક શાખા તરીકે ઓળખવામાં આવે છે, તે કાયદાની અંદર "અષીસ્વંઘહ–પારેન્દી" નો કાયદો એક ખાસ તરીકત તરીકે આપવામાં આવ્યો છે. આપણી આસપાસની તમામ પેદાયશ સાથનું માગતું-લેણું અદા કરવાનો કુદરતી નીયમ "અષીસ્વંઘહ–પારેન્દી" ને નામે ઓળખાય છે, અને જે "અષીશ+વંઘહ" યાને ભલો બદલો ખોરેહના સૌથી ચહડયાતા બુલંદ મરતબા તરીકે મેળવવાનો છે તે બદલો ફક્ત "પારેન્દી" યાને "ભરપાઇ કરયાથી" (Fulfilment of obligations) ફરજ બજાવ્યાથીજ મળી શકે છે, Blessedness results from Right Duty એમ આ જરથોસ્તી દએનનો કેશાશનો કાયદો શીખવે છે. મીનો અશીસ્વંઘહના મીથ્ર કરતી વખતે ખોરેહનો સૌથી બુલંદ મરતબો યાદ કરવો પડે છે, અને તેટલા માટે બીજાંઓના સંબંધમાં માબાપ, ધણીધણીઆણી, ભાઇબહેન, ફરજંદો, દોસ્તઆસ્નાઓ, ખીશીઓ, ઉસ્તાદ–શાગેર્દ, રાજા–રૈયત, ખરીદ–ફરૂશ વગેરેના સંબંધોમાં ફરજ અને કુદરતના ઇન્સાફના નીયમથી વરતવાના જે કાયદા જરથોસ્તી દએનમાં સમજાવવામાં આવ્યા છે તે કાયદા મુજબ જીંદગી ગુજારયા વગર ખોરેહ ખીલવવામાં આગળ વધી શકાતું નથી. બીજા શબ્દોમાં બોલ્યે તો "પાક–દયાનત" અને "પાક–દામન" આ બે ચીજની અમલ્યાત Virtue & Chastity મીનો અષીસ્વંઘહ તરફથી ખોરેહનો જોશ મેળવવા માટે ખાસ જરૂરના છે, અને

તેથી આ સેતાયશનો છેલ્લો ચોથો ફકરો ઘણુજ બુલંદ મીશ્ર માટે ઉપયોગી થઇ પડે છે, અને આ તથા પેલી દુન્યા માટે શું માંગવું તે બાબે નીચલા શબ્દો હમેશાં યાદ રાખવા લાયક છે—"કુ બત્રમ અંદર ગેતી ખુરેહોમંદતુમ કેરદારતુમ વ મીનો-યાન અશોતુમ વ અવરઆહતુમ"—"જેથી ગેતીમાં સૌથી-ઘણા-ખોરેહવાળો, સૌથી સરસ કરણીવાળો, તથા મીનોઇમાં સૌથી-અશો તથા સૌથી બુલંદ જગ્યાવાળો હું થાઉં" એવાંજ બુલંદ વીચારો બંદગીના બદલા તરીકે મુરાદ માંગતી વખતે કરવાનો હોકમ છે.

૩૪. જમીન તથા આસ્માન વચ્ચેનો સંબંધ દરશાવવા માટે જે મીનો આસ્માનની સેતાયશમાં ખ્યાલ તથા ભાષા-રચના વાપરવામાં આવી છે તે ઘણુંજ કવીતાઇભરેલાં (Most Poetic) છે. આસ્માનને કંઇબી ટેકા વગર અધર જમીનથી એકસરખા તફાવતે કુદરતના ખેંચાણના કાયદાથી કેવી સરસ રીતે રાખવામાં આવ્યું છે, અને તેમાં તેની હરવેસ્પ-આગાહી કેટલી બધી સમાયલી છે તેના મીશ્ર આપણને આ સેતાયશ ભણતી વખતે કરવાજ પડે છે. વળી જમીન ઉપરની તમામ પેદાયશની વૃદ્ધિ આસ્માન ઉપરથી આવતા ચાલુ પ્રવાહોને લીધેજ છે, અને જેમ એક કુટુંબ પોતીકાં શાદ-ખોરેહથી રક્ષણ પામે છે તેમજ આ જમીન પોતાની આસપાસના આસ્માનના ખોરેહના ફેલાવાથી રક્ષણ પામીને રહેલી છે. વળી બીનાઇ યાને આંખની અંદર જે "નૂર" કુદરતે બખ્શેલું છે, અને જે નૂરને લીધે તેની તમામ પેદાયશને જોઇને આપણે પેદાયશ ઉપરથી તે પેદા કરનારને યાદ કરી શકયે છીએ તે "નૂર" ની મારેફત આસ્માન છે, અને તેથી આપણે આ સેતાયશ ભણતી વખતે આસ્માનના પેદા કરનારના ચાલુ સેપાસના મીશ્ર રાખવા જોઇએ.

૩૫. મીનો અનેરાન જેવણુ આઠમા ઉસ્તાનના આસ્માન ઉપરથી ઉસ્તાનનો સીલસીલો દરેક આલમમાં આગળ ચલાવે છે, તેવણુની મદદથી લાયક ઉસ્તાનના પ્રવાહો મેળવીને ખની-રથબામી તથા અરવાહી આલમ વચ્ચેનું અણુદીઠ જોડાણુ જેને "ચીનવદ પુલ" તરીકે ઓળખવામાં આવે છે તે "ચીનવદ પુલ" પસાર કરાવીને ઉરવનને આ દુન્યામાં પાછું "દુ:જખ" યાને "તનાસખ" પુનર્જન્મ નહી થવા દેતાં, "દાદારે ગેહાન" માં દાખલ થઇને "હસ્તી" ની આલમમાં "વહિસ્તેમ અહુમ" તરફ જઇને પછી સેવટે છઠ્ઠાં બરજીસના આસ્માન ઉપર "ગરોથ્માન" ની અંદર હોરમજદી તખ્ત નજદીક જવાને લાયકનું કરવાને વાસ્તે ચાલુ બુલંદ મીથ્ર મીનો અનેરાનની સેતાયશ ભણુતી વખતે કરવાના છે. આવી રીતની ઉરવનને ગરોથ્માન તરફ પહોંચવાની નેમ પાર પાડવાને વાસ્તે તેવી બુલંદ લાયકાત મેળવવાને વાસ્તે આ બધી ઉંચ હાલતો બાબે લાયક દીશાએથી ચાલુ ઇલ્મ્યત અને સમજણુ મળે, અને માજદ-યસ્ની જરથોસ્તી દીનનું ખોરેહ તથા જ્ઞાન બધે આશ્કારા પામે અને ફેલાતું રહે એવા બુલંદ મીથ્ર સાથે ત્રીસે રોજની સેતા-યશ પુરી કરવામાં આવે છે.

---

## દોઆ-ઈ-નામ-સેતાયશન્: તેના શબ્દોમાં ફેરફાર તથા તેમાં સમાયલા બુલંદ મીથ્ર.

આ પાજંદ ભણુતર સીરીઝ નં૦ ૨ ની અંદર જે ત્રણુ ભાગ સમાવવામાં આવ્યા છે તેમાંના પહેલા ભાગમાંની "શરૂ-આતની પાંચ સેતાયશો" તથા બીજા ભાગમાંની "ત્રીસ રોજની સેતાયશો" ની બુલંદી તથા તેમાં સમાયલી જરથોસ્તી દર્શનને

લગતી ખુશાલીભરેલી બાબદોના મરકજો આપણે ફક્ત ઉપર-રૂપકેથી ધ્યાનમાં લેવાની કોશેશ કરી છે, અને આ કોશેશ જર-થોસ્તી ઇલ્મે ક્ષ્નૂમનાં બુલંદમાં બુલંદ જ્ઞાનને આભારી છે. હવે એજ સીરીઝના ત્રીજા ભાગમાં જે "દોઆ-ઇ-નામ-સેતાયસ્ન" તથા "લગનના આષીરવાદ" સમાવવામાં આવ્યા છે તે બાબે સહેજ ધ્યાન ખેંચવાની જરૂર છે.

આ "**દોઆ-ઇ-નામ-સેતાયશન્**" માં અસલ ભણ-તરમાં કેટલાએક શબ્દો ફેરફાર કરીને આપેલા જોવામાં આવે છે, અને તે પહેલવીને આધારેજ મુકવામાં આવ્યા છે. કેટલી-એક ગુજરાતી હુરૂફે છપાયલી ચોપડીઓમાં ચોથા ફકરામાં "અવનીદ" શબ્દ આવે છે તેને બદલે અસલ **પહેલવી દીનકર્દ**માં આવેલું લખાણ કે જેની ઉપરથી આ પાજંદ "નામ સેતાયસ્ન" લેવામાં આવેલી છે તેમાં "**બુલંદ સ્તીહ**" શબ્દો આવે છે. એજ ફકરામાં "અંગામ-બતી" શબ્દને બદલે અસલ શુદ્ધ શબ્દ "**અન્-હુમ-બેતીક્**" વંચાવો જોઇએ છે. ત્યાર પછી પાંચમા ફકરામાં "રખ્મ અંગેજસ્ન" ને બદલે "**રજ્મી અયુજશન્**" શબ્દો તેના અર્થ સાથે શુદ્ધ થઇ પડે છે. છઠ્ઠા ફકરામાં અશો જરાતોસ્ત સ્પેતમાન સાહેબના નામની આગમચજ જે "**યશત્-ફ્રેોહર**" શબ્દ અસલ પહેલવીમાં છે તે ગુજરાતી ચોપડીઓમાંથી કહાડી નાંખેલા હોવાથી તેની જગ્યાએ પાછા મુકવામાં આવ્યા છે. એજ ફકરા-માં સેવટે જે "હમા-નેકશ" શબ્દ ગુજરાતીમાં આવે છે તેને બદલે અસલ પહેલવી "**હમા-ખારીહ**" શબ્દો વધારે બંધ-બેસ્તા છે, કેમજે અવસ્તામાં જે "વહિસ્તેમ અહુમ અશો-નામ રઓચંધહેમ વીસ્પો-ખાથ્રેમ" શબ્દો આવે છે તેને લગતાં

આ પાજંદ વાક્યમાં અવસ્તા "વીસ્પો–ખાથ્રેમ" નું પાજંદ રૂપ અસલ પહેલવીને આધારે "હુમા–ખારીહ" વાજબી હોવાથી તે શબ્દો લેવામાં આવ્યા છે. આતમાં ફકરામાં "કુનશ્ન, ગવશ્ન, મીનશ્ન," આ અનુક્રમ અસલ પહેલવીમાં હોવાથી તથા તેને ઇલ્મ્યતનો મજબુત ટેકો મળતો હોવાથી એજ અનુક્રમ સાચવી રાખવામાં આવ્યો છે. જરથોસ્તી દએનમાં "અહૂમ મષીમ" યાને "માનવીને લગતું અંતઃકરણ" યાને ખરેખરો "હુમત" ખીલવવાને વાસ્તે માનવીના જે "હવરસ્ત, હૂખ્ત, હુમત" સમજાવવામાં આવ્યા છે તે મુજબ અમલ કરયાથીજ "હુમત" યાને "સાચ્ચો વીચાર, કુદરતમાં જે કંઇ છે તેને લગતું ભાન" ખીલી શકે છે, અને તેટલા માટે "હવરસ્ત" યાને તમામ અશોઇની તરીકતો યાને "કુનશ્ન" એટલે "રાદી કારદાની" ને જ્યાં અમલની બાબદ હોય છે ત્યાં પહેલી મુકવામાં આવે છે, કેમજે અમલ (practice) માં "હવરસ્ત" કરીને, અને સાથે સાથે જુફ્ત તરીકે "હૂખ્ત" યાને સચ્ચાઇ તથા કોલ સાથે માંથ્ર–સ્પેન્તની બંદગીનો અમલ કરીને સેવટે "હુમત" યાને 'કુદરતને પામી જવાના મીથ્ર' ઉપર આવવાનું ફરમાન આપવામાં આવ્યું છે. જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમ જે જે અસલ જરથોસ્તી દએનના સીસ્તમેતીક કાયદાઓ સમજાવે છે તેઓને આવી રીતે અનેક વાર અવસ્તા યા પહેલવી સાહીત્યમાંથી ટેકો મળે છે આમ ધ્યાન ખેંચવાની અહીં જરૂર છે. વળી આઠમા ફકરામાં અસલ પહેલવીને આધારે "**સામાનીહા**" શબ્દ ઉમેરવામાં આવ્યો છે, જે ભણનારના મીથ્રને પુર જોશ આપવામાં મદદ કરે છે, અને તેની પરસ્તેશ પુર સંપુર્ણતાથી કમાલ્યતના તોર ઉપર કરવાની ચાલુ કોશેશ રાખવી જોઇએ

એ કાયદો "આમાનીહા" શબ્દ આપણને શીખવે છે. એજ ફકરામાં ગુજરાતી ફુસ્રહમાં જે "એશ-અંદર્ગ" શબ્દો આવે છે તે અશુદ્ધ માલમ પડે છે, કેમજે પહેલવીમાં "ચીનૂ-વતર્ગ" શબ્દો તેના અર્થ "ચીનવદ પુલના માર્ગ" સાથે તદન દરોબસ્ત થઇ પડે છે. સેવટે નવમા ફકરામાં છેક છેલ્લે "હામ" શબ્દ પહેલવીમાં મળે છે તે ગુજરાતી ચોપડીઓ-માંથી કહાડી નાંખવામાં આવ્યો છે તે શબ્દ ત્યાં લેવોજ જોઇએ તેથી પાછો રાખવામાં આવ્યો છે.

આ બધા મળીને નવ ફેરફારો જે કરવામાં આવ્યા છે તે અલલ-ટપ્પે કરવામાં આવ્યા નથી એમ હમદીનોનું પાછું ધ્યાન ખેંચવાની જરૂર છે, અને તેઓ પોતાની ભણવાની ગુજરાતી ચોપડીઓમાં એટલા ફેરફારો કરી લેશે એવી આશા રાખવામાં આવે છે. ધર્મનાં ભણતરોને ચુંથી નાંખવા માટે જેઓ "ઇલ્મે ક્ષ્નૂમ" નાં જ્ઞાન ઉપર ખોટાં આળ મુકે છે તેઓને જણાવવાની જરૂર છે કે અસલ અવસ્તા એકવીસ નસ્કમાંથી ફકત એક નસ્ક જેટલો ભાગ અને તેબી વેરવીખેર હાલતમાં હાલમાં આપણી પાસે ખુદાની મેહેરથી જાહેરમાં બચેલો છે, અને તે ભાંગેલાંને જેમ બને તેમ ચોકસાઇથી અસલ આખી હાલતમાં ઇલ્મ્યતને આધારે મુકવું એ કંઇ કુદરતમાં ખોટું ગણાય નહીં, કે જેમ આ સેતાયશોના ફેરફારો અસલ પહેલવી જે મોજુદ છે તેને આધારે કરવામાં આવ્યા છે.

"દોઆ-ઇ-નામ-સેતાયશ્ન" ની ભાષા બાબે આટલું ધ્યાન ખેંચ્યા પછી તેની અંદર સમાયલા બુલંદ મીન્નો ઉપર સહેજ ધ્યાન આપીશું. આ "નામ સેતાયશ્ન" ની બંદગી તેના ઉંચ મીન્નો સહીત દરેક બસ્તેકુસ્તીઆંનને મહોડે હોવી જોઇએ,

અને દરરોજની ચાલુ જીંદગી માટેના બુલંદ મીથ્રના એક સૌથી સરસ નમુના તરીકે આ બંદગી થઇ પડે છે. તેથીજ ફરજ્યાત ન્યાએશો-યશ્તો ભણ્યા પછી "દોઆ-ઇ-નામ સેતાયશ્ન" ભણવાનું જાથજ કરવામાં આવેલું છે. આ "નામ-સેતાયશ્ન" ની અંદર દાદાર અહુરમજદની સીફત તથા તેની હરવેસ્પ-આગાહી માટે ઘણા બુલંદ મીથ્ર કરવામાં આવ્યા છે, અને તેના સાથે તમામ પેદાયશોને યાદ કરવામાં આવી છે. તમામ પેદા-યશોની ઉપર આદમજાતને જે સરસાઇ આપવામાં આવેલી છે તે બાબેના મીથ્ર ઇલ્મે ક્ષૂમમાં સમજાવવામાં આવેલા છે. ફરે-સ્તાઓમાં ફક્ત "અકલ" છે, અને હેવાનોમાં ફક્ત "હવસ" છે, પણ આદમજાતમાં "અકલ" તથા "હવસ" બેઉ કાર્ય કરે છે. તેટલા માટે માનવીએ પોતે દીની ઇલ્મ હાંસેલ કરીને પોતાની "અકલ" ને અશોઇથી ખીલવીને "અકલ" ની મારફતે "હવસ" ઉપર જીત મેળવીને ખરેખરી "શખ્સ્યત" (human personality) ખરેખરી ઇન્સાન્યત, માનવી-પણું પામીને પોતીકાં ઉરવનને છુટકારો આપવાને વાસ્તે આ જીંદગીના લડાઇનાં મેદાનમાં "હવસ" નાં દુશ્મનની સામે "અકલ" ના સરદારના હોકમ મુજબ ચાલુ લડત લડવા બાબેના મીથ્ર પાંચમા ફકરામાં જણાવવામાં આવ્યા છે તે મુજબ જીંદગી ગુજારવાની જરૂર છે. વખ્શુરે વખ્શુરાન રજ્મ-ગો અહુરાના અશો સ્પીતમાન જરાતોસ્ત સાહેબ "માજદયસ્ની દએન" તથા "જરથોસ્તી દએન" નામના કુદરતના બે મ્હાન કાયદા ઉર-વનની વૃદ્ધિને ખાતર શીખવવા આ ખનીરથબામી ઉપર આવ્યા હતા તેવણને મોકલનાર સાહેબના સેપાસ તથા શુક્ર કરવામાં આવે છે, અને "માંથ્ર-સ્પેન્ત" ને "ફરહાંગાન ફરહાંગ" યાને ઇલ્મોનો ઇલ્મ (The knowledge par excellence)

તરીકે જણાવવામાં આવ્યો છે, કેમજે "માંથ્ર-સ્પેન્ત" ના ઇલ્મ તથા અમલની બરકતથીજ સેવટે ઉરવનને તેના અસલ વતન ગરોથ્માન તરફ લઇ જવાનું છે. પહેલા ભાગમાં "બ-નામ-ઇ યજદ" નામની સેતાયશના પંદરમાં ફકરામાં જે કહેવા-માં આવ્યું છે કે "હીચ ચીહ નીસ્ત કે બ અવસ્તા અંદર નીસ્ત," યાને "એવી કોઇ ચીજ નથી કે જે અવસ્તામાં નહી હોય," તે મીથ્ર ત્યાં આપણને પુર જોશમાં યાદ કરવા પડે છે. જરથોસ્તી દએનનો ઇલ્મ અને ગ્નાન કેવી રીતે હાલમાં જણા-યલી તેમજ નહી જણાયલી દરેક સાયન્સ ઉપર સરસાઇ ભોગવે છે તેનો ખ્યાલ ફક્ત ઇલ્મે ક્નૂમની મારફતે જ્યારે જરથોસ્તી ધર્મનો અભ્યાસ બારીકીથી કરયે છીએ ત્યારેજ આવી શકે છે.

ત્યાર બાદ "જરથોસ્તી દએન" ની બુલંદી તથા તે ઉપર ઉસ્તેવાર રહી તે દીનના ફરમાનો મુજબ અમલ કરીને "શશ જોરાંને જાન" યાને છ બાતેની શકિતઓ ખીલવીને દાદાર હોરમજદની પરસ્તેશ તથા યાદમાં ચાલુ મશગુલ રહીને, કુદરત-ના "પઇત્યોગેત" યાને કેશાશના કાયદાની પીછાણ કરીને— સવાબનો બદલો તથા ગુનાહની શિક્ષા કરવાનો કુદરતનો કાયદો દમેદમ યાદ રાખીને—ઉરવનની નાજી, રવાન-બોખ્તગી, ફ્રશો-ગર્દ કરવાનોજ છે તેને ખાતરજ જીંદગી ગુજારવી જોઇએ એવા બુલંદ મીથ્ર કરીને, પછી દાદાર હોરમજદ, સાતે અમશાસ્પંદો તથા બેહરામ યજદની મદદ આવી બુલંદ જીંદગી ગુજારવા માટે ચાહીને આ બુલંદ "નામ-સેતાયસ્ન" નું ભણતર ખતમ કરવામાં આવે છે.

---

## લગનના આશીરવાદનું ભણતર.

### લગન—નવજોત કરવાનો ખરો વખત—આમદાદ.

હવે આપણે "લગનના આશીરવાદ" ની પાજંદ દુવા ઉપર સહેજ ધ્યાન લગાડીશું. આ દુવા "પએમાન" યાને લગનના પવિત્ર કોલને લગતી પહેલવી દુવા ઉપરથી પાજંદ ભાષામાં બનાવવામાં આવેલી છે, અને તે લગન વખતે ભણવામાં આવે છે. દીનમાં દાખલ થવાની જે બુલંદ ક્રીયા "નવજોત" ને નામે ઓળખાય છે, તથા સંસારમાં દાખલ થવાની "પએમાન" યાને લગનના કોલની ક્રીયા, આ બેઉ ક્રીયાઓ માંડવા માટેનો વખત સહવારના પહોરમાં "હોશબામ" નો આપવામાં આવ્યો છે, કે જે ઇલ્મ્યતથી ટુંકમાં કહીએ તો દરરોજ ખુરશેદ તલુ થવાની ઉગવાની આગમચનો ૮૧ મીનીટનો અયામ છે, જેમાંની પહેલી ૯ મીનીટ તવલ્લુદની હોવાથી કાઢી નાંખવામાં આવે છે. "હોશબામ" વખતે કુદરતમાં જે "સ્તોત" યાને અણદીઠ રંગોની શાંતી ખુરશેદ ઉગવાની આગમજ વ્યાપી રહે છે તે "સ્તોત" ની અસર દરેક બુલંદ ભલી દુવાઓને મુબારક અને આમીન કરી તેનું ફળ લાવવામાં ખાસ મદદ કરે છે. તેટલા માટે નવજોત તથા લગન સહવારના પહોરમાં હોશબામ વખતેજ દીવસના સૌથી સરસ વખતે કરવાનો હોકમ આપવામાં આવ્યો છે. હાલમાં "નવજોત" ની ક્રીયા સાંજે કરવામાં આવે છે, અને "હોશબામ" તેટલા માટે ભણી શકાતી નથી, તથા આખો દીવસ ખાધાપીધા પછી બાળકને નહાન નહવાડવામાં આવે છે; તેથી કેટલું બધું ખોટું પરીણામ ખોરેહના બાબમાં આવે છે, અને એવી નવજોત થયલી જરથોસ્તી દએન પ્રમાણે કાંય રદબાતલ ગણાય છે તે બાબે સાંજે ખાણીપીણીની મીજલસ એકઠી કરવાનો અભખરો રાખનારાઓને કંઇબી ખ્યાલ આવી શકતો નથી.

## લગનના આષીરવાદ સારવાનો ખરો વખત—બામદાદ.

વળી લગનના આષીરવાદ હાલમાં એવે કઢંગે વખતે સારવામાં આવે છે કે જે વખતે કુદરતમાં ખરાબ ગાશકી પ્રવાહોનો જોશ ચાલુ હોય છે. સુર્ય અસ્ત પામ્યા પછી છત્રીસ મીનીટ ઉજીરન ગેહની મેહેર ગણાય છે, અને તે પછી છત્રીસ મીનીટ અઇવીસુથ્રેમ ગેહની મહેર ગણાય છે, અને આ અઇવી-સુથ્રેમ ગેહની મહેરમાં ચોકસ ગંભીર ક્રીયાઓના અપવાદો (દાખલા તરીકે. સરોશનો કરદો) સીવાય શાદ યાને ખુશાલીના મીથ્ર તથા માંથ્ર ચાલુ કરવા માટે યા ફરજ્યાત બંદગી ભણવા માટે સખ્ત મનાઇ કરવામાં આવેલી છે, કેમજે તે વખતે કુદરતમાં "ગાશક" નામનો ખરાબ મેગનેટીક પ્રવાહ બહુ જોશમાં ફેલાઇ રહે છે. વળી એજ પ્રમાણે હાલમાં રાતે ઉશહેન ગેહમાં બીજી વખત આશીરવાદ સારવાનો રેવાજ છે તેનો વખત પણ તદન કઢંગો છે, કેમજે ઉશહેન ગેહમાં રાતે લોકલ બાર વાગા પછી ૮૦ મીનીટ સુધી એટલે એક ને ૨૦ મીનીટ સુધી ચોકસ મોટી અમલ્યાત સાથની ક્રીયાના અપવાદો સીવાય ફરજ્યાત બંદગી કે શાદ મીથ્ર માંથ્ર ઉપલાંજ સબબને લીધે કરી શકાય નહી. આ રીતે ત્યારે ઇલ્મ્યતથી જોતાં, હાલમાં ચાલતા આષીરવાદ સારવાના બેઉ વખત—સુરજ અસ્ત પામ્યા પછી અરધા કલાક પછીનો અરધો કલાક તેમજ રાતે ૧૨ ને ૧॥। ની વચ્ચે—"ગાશક" નામના ખરાબ દરૂજી પ્રવાહથી ભરપુર હોય છે તે લેવામાં આવે છે, જેથી દુવાના મીથ્ર કપાઇ જાય છે. અહીં કોઇએ એમ નહીં માનવું કે આશીરવાદ બે વાર સારવાની સામે આ લખનારને વાંધો છે. આપણા વડવાઓએ હીંદુસ્તાનમાં

દાખલ થતાં દંતકથા મુજબ એકને બદલે બે વારના આશીરવાદ તેમજ સંસ્કૃતમાં પણ આશીરવાદ સારવાનો કોલ હીંદુ રાજાને આપ્યો, તે વખતે સાંજની ઉઝીરનની મેહેર અગાઉ યા તો હીંદુ ધારા મુજબ "ચોરી" સારવાનું મુહર્ત તપાસી સાંજના ૫, ૪, ૩ એવા કોઇ કલાક આશીરવાદ સારવાનો કોલ આપેલો લાગે છે. પણ સાંજના લગનની સાથે કોલ આપનારા વડવાઓએ ખરો લગનનો અસલી હોશબામનો વખત છોડયો હતો નહીં. પણ આસ્તે આસ્તે લોકો પોતાની સગવડ સાંધવા ખરા હોશબામના વખતને છોડતા જઇ રાતના ૪–૩–૨–૧–૧૨ કલાક એમ વખતને ફેરવતા ગયા, અને હાલમાં તો કેટલીક ગમ બીજા આશીરવાદ નીકળી જઇ ફકત એકજ વારના સાંજના (મોટે ભાગે ગાશકના ટાઇમે) કરવાનું ચાલુ રાખ્યું છે, જે ઘણું ખોટું થયું છે. આવી રીતે, લોકોએ દીનનો મુબારક કાયદો છોડી દીધો અને કોલનો દંતકથાનો કાયદો પોતાની સગવડ સાચવવા અધુરાંપણાંમાં પકડી રાખ્યો છે. આપણે ઇચ્છીશું કે "નવજોત" તથા "લગન" બેઉ મોતેબર ક્રીયાઓ થોડીક દુન્યવી અગવડો ખમીનેબી આપણા હમદીનો "હોશબામ" નો સૌથી બુલંદ વખત (Day–dawn) પકડીનેજ માંડવાનો અસલ જરથોસ્તી દએનનો નીયમ પાછો અમલમાં મુકતાં થશે.

લગનના આશીરવાદ ભણવાનો હાલનો અનુક્રમ આ પ્રમાણે છે—પહેલાં, "પાજંદ અ.શીરવાદ–ઇ–પએમાન–ઇ–પહેલવી," પછી "સંસ્કૃત વૈવાહસ્ય પએમાની," અને ત્યાર પછી "આફ્રીન બા નામ–ઇ–હુઝ્જોર્ગાન–ઇ–પએમાન" તથા "દુવા તન્દુરસ્તી–ઇ–પએમાન" એમ ભણવું.

## જુદી જુદી જાતની પરણતી સ્ત્રીને ઓળખાવનારા પાંચ શબ્દો.

પાને ૧૯૪ મે પરણતી છોકરી કુમારી છે કે વિધવા, તે તફાવત બતાવવા અસલ આશીરવાદમાં ફક્ત "કનીક" અને "જની" શબ્દો અનુક્રમે આવેલા છે. પણ હાલમાં ઘણીક વખત આશીરવાદ સારનારા મોબેદ સાહેબો જે પાંચ જાતની ઓરતો પહેલવી દીન-કર્દમાં જણાવેલી છે તેમાંના "**શાહ-જન**" શબ્દથી બધી પરણતી છોકરીઓ—પછી તે ગમે તેવી ખાસ્યતની હોય તેને હાલમાં ઓળખાવે છે. પણ એ કેટલું બધું ભુલભરેલું છે તે નીચે આપેલા "પાંચ જાતની ઓરતો" બાબેના અસલ ખુલાસા ઉપરથી રોશન થઇ જશે:

જરથોસ્તી ઇલ્મે ક્નુમ મુજબ ઓરતોના પાંચ વર્ગો પેગામ્બર સાહેબે સમજાવેલા છે: (૧) શાહ-જન; (૨) ખુદ-રાહ જન; (૩) સુથ્ર-જન; (૪) ચકર-જન: (૫) અયુગ-જન; આ નામો આપણને પહેલવી સાહીત્યમાં પણ મળે છે, જેની અસલ મતલબ જરથોસ્તી ઇલ્મે ક્નુમ નીચે મુજબ આપે છે:

(૧) **શાહ-જન:** જે બાનુ ઉમદા ખવાસની અને નીતીરીતીની હોય અને તે સાથે બાપ યા વાલીના તદન કહ્યાસરનીજ હોય તેને સૌથી પહેલા મરતબાની "શાહ-જન" તરીકે ઓળખાવેલી છે. "શાહ-જન" પોતાનો બાપ યા વાલી જ્યાંબી પરણવા કહે ત્યાં પરણવા રાજી થાય છે.

(૨) "**ખુદ-રાહ જન**": જે બાનુ સારા ખવાસની ને નીતીરીતીની હોય, પણ ફક્ત પોતાની પસંદગીના મરદ સાથે પરણવા માંગતી હોય તો તેવી બાનુને "ખુદ-રાહ જન" યાને "પોતીકી મરજી મુજબ ચાલનારી સ્ત્રી" તરીકે ઓળખાવી છે.

(૩) **"સુથ્ર–જન"**: જે બાનુ સારા ખવાસની ને નીતીરીતીની હોય, પછી શાહ–જન કે ખુદ–રાહ જન હોય, પણ તે છોકરીના પેદરને ત્યાં છોકરો નહીં હોવાનાં સબબે તે પેદર પોતાના જમાઇ સાથે એવી શરત કરે તેને ત્યાં પહેલે છોકરો જન્મે તે મમાવાનો દીકરો થાય અને મમાવાની શોશ લે, અને તે જમાઇ રાજીખુશીથી તેમ કરવા કબુલ થાય, તે વખતે "સુથ્ર–જન" શબ્દથી પરણતી કન્યાને ઓળખવામાં આવે છે જેથી લગનના મીજલેસીઓ સમજી શકે કે લગનમાં શું શું શરતો થયલી છે.

(૪) **"ચકર–જન"**: જે બાનુ સારા ખવાસની ને નીતીરીતીની હોય પણ વિધવા તરીકે પરણતી હોય તો "ચકર–જન" નામથી તેને આશીરવાદમાં બોલાવવામાં આવે છે. અસલ જરથોસ્તી કાયદા મુજબ એક વિધવા બાનુથી પરણી શકાય, પણ તે ફક્ત રંડાયલા ગૃહસ્થ સાથેજ બીજવર કરવાનો હોકમ છે, અને કોઇ પણ સંજોગ હેઠળ એક વિધવા બાનુએ એક કુમારા ગૃહસ્થ સાથે યા તો એક કુમારી બાનુએ એક રંડાયલા ગૃહસ્થ સાથે પરણવાનું ગેરવાજબી ગણેલું છે, જેનાં ઇલ્મ્યતથી જોનાં ઘણાક સબબો છે, પણ બાબદ નાજુક હોવાને લીધે હાલમાં ઉપલોજ ઇસારો બસ છે.

(૫) **"અયુગ–જન"**: જે સ્ત્રીએ પરણવા અગાઉ ખરાબ ચાલ ચલાવી હોય અને નીતીનો ભંગ કર્યો હોય, તેવી ઓરતને શાદી વખતે "અયુગ–જન" તરીકે ઓળખાવવામાં આવતી હતી. અસલ આવી રીતે શાદીની મીજલસમાં જુદા જુદા ખવાસની ઓરતોના વર્ગો જાહેર કરવામાં આવતા હતા તેથી ખાનગી નીતીરીતીની ઉપર કેટલો બધો આંકોશ રહેતો

હતો, તથા ખાનગી નીતીરીતીની કેટલીબધી જાળવણી થતી હતી તથા છકેલપણું કામમાંથી કેટલું બધું દુર રહેતું હતું તે આવા આવા લગનના જાહેર મીજલેસના સખત કાયદાઓ ઉપરથી ખુલ્લું જણાઇ આવે છે.

## સ્રોષાવરેજ સાહેબ શું શું કરી શકે?

કોઇ અહીં સવાલ કરશે કે ખાનગી અનીતો કાંઇ બધીજ પકડી શકાતી નથી, તો અસલમાં સચ્ચાઇ કેમ બહાર આવતી હતી? તેનો જવાબ એમ છે કે હમેશાં આખા જરથોશ્તી ટોળાને માથે એક મુરબ્બી રાહબર સાહેબ—સ્રોષાવરેજ—અસલથી રહેતા આવેલા છે, જેઓ સાહેબ પોતાની પાકીપરહેજગારી તથા ખીલેલી ઉરવાનીક શકિતનાં બળે દરેક ઉરવાનની હાલત પીછાણી શકે છે. એક બચ્ચું જન્મે ત્યારથી તે મોટાં થઇ મરણ પામીને અણદીઠ આલમમાંબી વાસો કરતાં હોય, કેદેબી હોય તો તે ઉરવાનની હાલતને લગતી તમામ વિગતો સ્રોષા-વરેજ સાહેબ પુરી પાડી શકે છે. જન્મ વખતે, તાલીમ-તરબ્યત વખતે, નવજોત વખતે, નાવર વખતે, લગન વખતે, મરણ વખતે,—દરેક દરેક જરૂરી પ્રસંગે—જે અનેક બારીક સવાલો ક્રીયા-કામને લગતા ઉભા થાય તો હમેશાં સ્રોષા-વરેજ સાહેબ યા તેવા અમલવાળા દસ્તુરાંન દસ્તુર સાહેબની સલાહ લઇનેજ ચાલવાનું ફરમાન છે. દાખલા તરીકે, આ જોડું ખએત્વ-દથનું છે કે કેશાશી છે? જો ખએત્વ-દથનું હોય તો મરણ વખતે જોડાંની ક્રીયા કરવાનું ફરમાવવામાં આવે છે પણ કેશાશી હોય તો જોડાંની ક્રીયાનો ખર્ચ કરવાનો હુકમ મળતો નથી. હાલમાં સ્રોષા-વરેજ યા તેવા અમલ્યાતી વડા દસ્તુરોની ગેરહાજરીમાં જોડાંની ક્રીયા બધી વખતે ફરજ્યાત કરવામાં આવે છે, જેથી

જોડાંની શુભ ક્રીયાનો કાયદો જળવાઇ રહેવા પામ્યો છે. એ મુજબ દરેકે દરેક સવાલો—ખુદ દુન્યવી કામકાજને લગતા મહત્વના સવાલો સ્રોષા–વરેજ સાહેબ યા તેવા અમલવાલા વડા દસ્તુરોથી પુછીને તેનો ખરો ખુલાસો અસલ મેળવી શકાતો હતો. એજ મુજબ, શાદી વખતે ઓરતને કયા વર્ગમાં મુકવી તેનો ખરો ખુલાસો લગનની આગમચથી તેવા સ્રોષા–વરેજ યા તેવા અમલવાલા વડા દસ્તુરોથી પુછી લેવાનું અસલમાં જાયજ હતું.

## લગન વખતે છોકરી પાસેથી "રીત" લેવાય કે?

હવે લગનના સંબંધમાં જે "કદ–બાનુ" યાને પરણતી છોકરી પાસેથી રીતમાં રૂપીઆ લેવાનો હાલનો રેવાજ છે તેના સંબંધમાં બે બોલ બોલીશું. અસલ જરથોસ્તી નીયમ મુજબ રીત (dowry) લેવાનો કાયદો તદન ખોટો છે, અને ખુદ આર્શીરવાદમાં જે "બે હજાર રૂપાંના દેરમ તથા બે સુનાના દીનાર" બાબે ઇશારો છે, તે "કદ–ખુદા" યાને પરણતા છોકરાએ "કદ–બાનુ"ને આપવાના છે એમ તે ઉપરથી માલમ પડે છે. આવી રીતે પરણતા છોકરાએ પરણતી છોકરીને કાંય પોતાથી બની શકતું નજરાણું તેણીની પાસેથી કંઇબી લીધા વગર આપવું જોઇએ તેનું ઉમદા કારણ "કદ–ખુદાઇના કોલ" યાને "પએમાન"ના જરથોસ્તી કાયદાઓમાં સમજાવવામાં આવેલું છે, અને ઉરવનની વૃદ્ધિને ખાતર જે "શરીફ" તથા "ખસીસ" ઉરવનોએ કદ–ખુદાઇથી લગનના પવિત્ર ગાંઠથી જોડાવાનું ફરમાન છે તે ફરમાનના બારીક કાયદાઓ સમજ્યા પછી છોકરી પાસેથી રીત (dowry) લેવાનો કાયદો કેટલો બધો અકુદરતી છે તે આપણને સમજ પડી શકે છે.

હવે જે પાજંદ આશીરવાદમાં એ બાએના શબ્દો છે તેનો અર્થ એમ થાય છે કે "નશાપુર શહેરના ચલણીના બે હજાર સફેદ ચોખ્ખાં રૂપાના દેરમ તથા લાલ સુનાના બે દીનારના સાટાંમાં "ફલાણી" છોકરીની સગાઇ માટે તમે કબુલ થાઓ છો?" આ સવાલ "કદ–ખુદા" (યાને પરણનાર છોકરા) ના પેદર યા વાલીને પુછવામાં આવે છે, અને તેનો જવાબ "હા" માં તેવણ આપે છે. આ કેટલું જુઠું કહેવાય? હાલના રીત લેવાના રેવાજ મુજબ ઉપલું ભણતર ભણાયજ નહીં, કેમજે જુઠું કહેવાય. તેટલા માટે જો રીત લેવાની ખોટી રસમ ચાલુ રાખી હોય તો આ ચોપડીમાં જે ફેરફાર કીધેલા શબ્દો આપવામાં આવેલા છે તે મુજબ ભણવું, જેનો અર્થ આ પ્રમાણે છે:—"(ફલાન) નામની આ કન્યા પાસેથી સગાઇના જોડાણ માટે કેટલાએક હીંદી રૂપ્યા લેવા, તથા તેણીને કેટલાએક સુનાના ઘરેણા દાગીના આપવાને તમે કબુલ થયલા છેઓ?" આ ઉપરથી ત્યારે એ ભાગ કેવી રીતે ભણવો તેની ત્રણ જાત જુદા જુદા સંજોગોમાં નીચે મુંજબ છે:—

૧. જો અસલ જરથોસ્તી નીયમ મુજબ ફકત છોકરીનેજ આપવાનો રેવાજ દાખલ કરવામાં આવ્યો હોય તો નીચલાં પદ ભણવાં—

**"બ પએમાન–ઈ–ચંદ રૂપઇયેહ હીંદી ઓ ચંદ આરાયશ્ન વ પયરાયશ્ન જરરીન અવશ દાદન પદીરફતેહ બુદી?"**

"લગનની સગાઇ માટે તેણીને કેટલાએક હીંદી રૂપ્યા તથા ઘરેણા અને સોનાના દાગીના આપવા તમે કબુલ થયલા છેઓ:"

૨. જો બીલકુલ કંઇબી આપ લે વગર લગન કરવામાં આવે તો નીચલાં પદ ભણવાં—

**"બ પએમાન–ઇ–કદ–ખુદાઈ પદીરફ્તેહ બુદી?"**

"કદ–ખુદાઇ યાને લગનના કોલ માટે તમે કબુલ થયલા છેઓ?"

૩. પણ જો હાલમાં દાખલ થયલી કઢંગી રસમ મુજબ છોકરી પાસેથી રીત લઇને તેણીને થોડાં ઘરેણાં કરીને સાધારણ રીતે હાલમાં જે રસમ પડેલી છે તે રસમ ચાલુ હોય તો સચ્ચાઇને ખાતર જે પદ પાને ૧૯૪ માં સુધારીને લખવામાં આવ્યાં છે તે મુજબ ભણવું.

એજ પ્રમાણે આ ભાગને લગતો ફેરફાર "સંસ્કૃત વૈવાહસ્ય પએમાની" માં પણ ધ્યાનમાં રાખવાની જરૂર છે, જે નીચે મુજબ છે:—

૧. જો અસલ જરથોસ્તી નીયમ મુજબ ફક્ત છોકરીનેજ આપવાનો રેવાજ દાખલ કરવામાં આવ્યો હોય તો નીચલા શબ્દો ભણવા—

**"અમુક ભારત દેશીય રૂપ્યકાન અમુક સૌવર્ણ મંડના ભૂષણાનિ ચ તસ્યૈ દત્તવા."**

"અમુક હીંદી રૂપ્યા તથા અમુક સુનાના ઘરેણાંગાંઠા તેણીને આપીને."

૨. જો બીલકુલ કંઇબી આપ લે વગર લગન કરવામાં આવે તો નીચલાં બેઉ પદો ભણવામાંથી કહાડી નાંખવા—

